# હિંદુસ્તાનના ઇતિહાસનો

## સંક્ષેપ

ભાષાંતર કરનાર તથા પ્રસિદ્ધ કરનાર

કેશવલાલ મગનલાલ તથા

અમૃતલાલ દામોદર

આવૃતી પેહેલી.

---

**અમદાવાદ**

છાપનાર "ગુજરાત યુનિયન પ્રેસ"ના માલીક

વાડીલાલ હરીચંદ.

ઠેકાણું માણેકચોક આગળ કાગદીઓળમાં

શા૦ મોતીચંદ હરીચંદનું મકાન.

સંવત ૧૯૨૯.——સને ૧૮૭૩.

કીમત રૂ૦-૫-૦

# હિંદુસ્તાનના ઈતિહાસનો

## સંક્ષેપ

---

બનાવનાર તથા પ્રસિદ્ધ કરનાર

કેસવલાલ મગનલાલ તથા

અમરતલાલ દામોદર

આવૃતી પેહેલી.

અમદાવાદ.

---

છાપનાર "ગુજરાત યુનિયન પ્રેસ"ના માલેક

વાડિલાલ દલીચંદ.

ઠેકાણું માણેકચોક આગળ કાગદીઓળમાં

શા૦ મોતીચંદ દલીચંદનું મકાન.

સંવત ૧૯૨૯.——સને ૧૮૭૩.

કીંમત રૂ૦-૫-૦

## પ્રસ્તાવના

આ ઇતિહાસમાં અસલના વારાથી તે આજ દીન સુધીનું સાધારણ બ્યાન સારી રીતે વર્ણવેલું છે, તથા ઘણી ખરી નજીવી વાતો પડતી મુકીને બાકીની ઉપયોગી બાબતોમાની એક રહી ન જાય એને માટે પૂરતું લક્ષ આપ્યું છે, એવી આશાથી કે સર્વ વિદ્યાર્થીઓને ઘણાજ ઉપયોગી થઇ પડે.

બીજું આ ઇતિહાસની પાછળ ઘણું કરીને હિંદુસ્તાનમાં થયેલી બધી લડાઇઓ, અને તે કોની કોની વચ્ચે કયે ઠેકાણે, કયી સાલમાં તથા કોણ હાર્યું તે વિશે વર્ણન કરેલું છે. વળી ગુજરાતના તમામ રાજાઓની તથા હિંદુસ્તાનમાં લોદી વંશ લગી થઇ ગયેલા બાદશાહઓની વંશાવળી દાખલ કરેલી છે. આ પુસ્તક રચવામાં મોરીસ સાહેબના તથા મંગા બરસાજીના ઇતિહાસની મદદ લીધેલી છે સર્વે સજનોને અમારી વિનંતી છે જે આ ગ્રંથમાં કદાચિત કસર હોય તો ક્ષમા કરવી.

(શાહી) કેશવલાલ મગનલાલ તથા
અમરતલાલ દામોદર

# અર્પણ પત્રિકા



મેહેરબાન મુનશી ન્યાજ મહુમદખાં સાહેબ બહાદુર

મુ૦ ડુંગરપુર

આપ સાહેબ વિદ્યાને આશ્રય આપનાર

તથા

એક ભોળા રાજના શુભેચ્છક

અને

સર્વ ગુણ સંપાદન છો-

એવું અમારા મિત્ર જવાડી મંગળદાસ જીવરામે કહેલું તે ઉપરથી આ લઘુ પુસ્તક આપનેજ નજર કરીએ છીએ તે સ્નેહ સહીત સ્વીકારશો.

શેવક

કપડવણજ<br>તા૦ ૨૫-૩-૭૩

(સહી) કેશવલાલ મગનલાલ<br>તથા અમરતલાલ દામોદર

To

MOONSHEE NIAJ MAHAMADAKHAN

Shaheb Bahadoor

Primeminister to the Maharawal of—

Doongarpoor State

This work

is respectfully inscribed

By

His obedient & obliged servants

The compilers

CUPUDWUNJ 25th March 1873.

K. M. Parekh and

A. D. Shaha.

# હિંદુસ્તાનના ઈતિહાસનો સંક્ષેપ



## પ્રકરણ ૧ લું

ઈતિહાસ એટલે અગાઉના વખતમાં તથા હાલના વખતમાં કયા કયા રાજાઓ તથા કયા કયા મહાન પુરૂષો થઈ ગયા અને તેમના વખતમાં શાં શાં મોટાં કામ થયાં તે સર્વેનું વર્ણન અગાઉના વખતમાં નર્મદાની ઉત્તરમાં અયોધ્યા અને દિલ્લીમાં સૂર્ય અને ચંદ્ર વંશી રાજાઓ થયા. સુર્ય વંશમાં તેરમી પેઢીએ રામ રાજા થયો તેણે ઈ૦ સ૦ પુ૦ પાંચ છ હજાર, વરસ ઉપર લંકાપર ચઢાઈ કરીને રાવણને હરાવ્યો. ત્યાર પછી પાંડવ તથા કૌરવનું યુદ્ધ થયું. પાંડવના પક્ષમાં કૃષ્ણ હતો જે દ્વારકાંમાં રાજા થઈ ગયો. તેમાં કૌરવની હાર થઈ. ઈ૦ સ૦ પૂ૦ ૧૩૦૮ માં મિસર દેશના સેસોસ્ત્રિસ પાદશાહે તથા આસિરિઆ દેશની સમીરા મિસરાણીએ હિંદુસ્થાન ઉપર ચઢાઇ કરી હતી. ત્યાર પછી ઈ૦ સ૦ પૂ૦ સુમારે ૫૦૦ વરસ પર ઈરાની લોકોના રાજા ડરાયસહિસ્તાસ્પિસે હિંદુસ્તાનની ઉત્તરનો કંઈક ભાગ જીતી લીધો હતો.

પછી માસીડન દેશનો સિકંદર બાદશાહ આ દેશમાં

૫૦૦૦ સ્વાર તથા ૬૦૦૦ પાયદલ સહિત આવ્યો અને સિં ધુ નદી ઉતરીને તાકસીલાના રાજાને હરાવ્યો. (ઈ૦ સ૦ પૂ૦ ૫૩૬ )

માળવામાં ઈ૦ સ૦ પૂ૦ ૫૬ વરસ ઉપર વિક્રમ રાજા થઈ ગયો. એના ઉપરથી હિંદુ લોકો સંવત ગણે છે. ત્યાર પછી અગીઆરમાં સૈકામાં તેના વંશમાં ભોજ રાજા થયો, તે ઘણો બળવાન તથા દાનેશ્વરી હતો. વિક્રમનો શક ૧૩૫ વરસ ચાલ્યા પછી શાહાલીવાહન જે પૈઠણમાં કુંભારનો છોકરો હતો તેણે તેનો શક લઈ લીધો એવું કહેવાય છે. કનોજ અને દિલ્લીનું રાજ ૧૧૯૩ માં બંગાળાનું ૧૨૦૩ માં, માળવાનું ૧૨૩૧ માં મુસલમાનોએ લીધું. ગુજરાતનું રાજ ઈ૦ સ૦ ૧૪૪થી ચાલું પએલું છે તેની રાજધાની પહેલાં વલ્લભીપુર શેહેરમાં હતી ત્યાર પછી ઈ૦ સ૦ ૬૯૬ માં પંચાસરમાં થઈ તેમાં પ્રથમ ચાવડા વંશના રાજા થયા તેમાં પેહેલો રાજા જયશિખરી થયો, પછી વનરાજ થયો, તેણે ઈ૦ સ૦ ૭૪૬ માં પાટણ વસાવ્યું ત્યાર પછી વચમાં પાંચ રાજાઓ થયા, પછી છેલો રાજા સામતસંગજી સાત વરસ રાજ કરીને ઈ૦ સ૦ ૯૪૨માં મરણ પામ્યો. ત્યાર પછી સોળંકી વંસના રાજા થયા. તેમાં પેહેલો રાજા મૂળ રાજ થયો ત્યાર પછી વચમાં પાંચ રાજાઓ થયા કેડે સિધરાજજયસિંગ થયો તેણે પાટણમાં રૂદ્રમાળનું દેરૂં બંધાવ્યું પછી ગુજરાતની ગાદી ઉપર હિંદુ રાજા ૧૨૯૭ સુધી

થયા તેમાં છેલા રાજા કરણના વખતમાં અલ્લાઉદ્દીને તે રાજ્યનો અંત આણ્યો.



# મુસલમાની રાજ્યો

## ગીજની વંશ

### ઇ० સ० ૯૯૨થી ૧૧૮૬ સુધી

ઇ० સ० ૬૦૯ માં મહમદ પેગંબર થયો. તેણે મુસલમાની ધર્મ ચલાવ્યો, એના પછી એની ગાદીએ બેસનારાઓને ખલીફ કહે છે, તેમાં પાંચમાં ખલીફ મોઆવિઆના વખતમાં મુસલમાન લોકો સિંધુ સુધી આવ્યા પછી ખલીફ વાલીદના વખતમાં મહમદ કાસમે, સિંધમાં દાહિર રાજા જે દેવળ ગામમાં રાજ કરતો હતો તેના ઉપર ચઢાઇ કરીને તેને હરાવ્યો.

તાહિર નામે કોઇ મુસલમાન ઇ० સ० ૮૦૦ ને સુમારે ખલીફનો હુકમ નહી પાળતાં પોતે સ્વતંત્રતાથી સમરકંદમાં રાજ કરવા લાગ્યો, તેના વંશમાં કેટલાએક વરસ રાજ ચાલ્યા પછી સુફર અને સામાની વંશના રાજા થયા, તેમાં સામાની વંસના રાજાના વખતમાં એક સરદાર અલ

પ્તગીને ઈ૦ સ૦ ૯૬૨ માં એક રાજ સ્થાપ્યું, અને તેના જમાઈ સબકતગીને લાહોરના જયપાળ રાજા ઉપર ચઢાઈ કરીને હરાવ્યો. સબકતગીનના પછી તેનો છોકરો મહમદ ગાદીએ બેઠો તેણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારીઓ કરી. પેહેલી જયપાળ ઉપર, બીજી ભાટીઆના રાજા ઉપર, ત્રીજી અને પાંચમી મુલતાન પર, ચોથી અનંગપાળ ઉપર, છઠી સ્થાનેસ્વર ઉપર, સાતમી તથા આઠમી કાશ્મીર ઉપર, નવમી મથુરાં ઉપર, દશમી તથા અગીઆરમી પંજાબ ઉપર, બારમી સોરઠી સોમનાથ ઉપર કરી ઈ૦ સ૦ ૧૦૨૪. આ સ્વારીમા તેને ઘણો પૈસો મળ્યો. તે ઘણો લોભી હતો પણ વિદ્વાનોને પાસે રાખી વિદ્યા વધારવાનું મોહોટું વ્યસન હતું, તેના પછી મસાઉદ ૧૦૩૦માં ગાદીએ બેઠો પછી મોદુદ, અબુલહસન, અબદુલરસીદ, તથા સુલતાન ફરૂકજાદ નામના બાદશાહો થયા તેમની પછી ઈબ્રાહીમ ૧૦૫૮મા ગાદીએ બેઠો તેને ૪૦ છોકરા અને ૩૬ છોકરીઓ હતી પછી મસાઉદ બીજો ૧૦૯૮ માં ગાદીએ બેઠો, તેણે સારા સારા કાયદા બાંધ્યા અને કેટલાંએક વર્ષ સુધી લાહોરમાં રાજધાની કરી મસાઉદ પછી અરસલાન થયો. પછી બેહેરામ ગાદીએ બેઠો, તેણે પોતાના જમાઈ કુતુબુદ્દીનને દગાથી મારી નાખ્યો તેથી તેના ભાઈ સેફુદીને લડાઈ કરી તેમાં બેહેરામ જીત્યો તેથી કુતુબુદ્દીનનો જે ત્રીજો ભાઈ અલાઉદીન હતો તેણે બેહેરામની સાથે લડાઈ કરી અને ગીજ

ની શેહેર બાળી નાખ્યું, ને બેહેરામને નસાડી મુક્યો પણ તે હિંદુસ્તાનમાં આવતાં મરણ પામ્યો. ત્યાર પછી ખુશરૂ અને ખુસરૂ મલેક બાદશાહો થયા અને ગીજનીના વંશની સમાપ્તી ઈ૦ સ૦ ૧૧૮૬ મા થઈ.

## ગોરી વંશ

### ઈ૦ સ૦ ૧૧૮૬થી ૧૨૦૬ સુધી.

અફગાનીસ્તાનના ઇશાન ખુણામાં ગોર કરીને પ્રાંત છે તે ઉપરથી આ વંશનું નામ ગોરી પડ્યું. અલાઉદ્દીન ને ખુશરૂ મલેક પાસેથી રાજ છીનાવી લઈને પોતાના ભત્રીજા ગ્યાસુદ્દીનને રાજ આપી દીધું, આ વખતમા તેનો ભાઈ શાહાબુદ્દીન લડાઈનું કામ ચલાવતો. તેણે ૧૧૯૨માં દિલ્લીના રાજા પૃથુરાજ સાથે પાણીપતના મેદાનમાં લડાઈ કરી. તેમાં પોતે હાર્યો, પછી તેણે ૧૧૯૨માં બીજી લડાઈ કરીને પૃથુરાજને હરાવીને દિલ્લી તાબે કરી લીધું. તેને ૧૨૦૬મા સિંધું નદીને કાંઠે ગકર લોકોએ મારી નાંખ્યો. પછી તેનો ભત્રીજો મહમદ ગાદીએ બેઠો. તે ઉમ્મરે નાનો હતો તેથી પોતાના પ્રાંતો સાચવી શક્યો નહી, માટે તેણે પોતાના બાપના વખતના સુબા કુતુબુદ્દિનને રાજ ચિન્હ મોકલાવી દીધાં. ત્યાર પછી ગોરીવંશની સમાપ્તી ૧૨૧૫માં થઈ.

## ગુલામ વંશ

### ઈ૦ સ૦ ૧૨૦૬થી ૧૨૮૬ સુધી.

પ્રથમ આ વંશમાં પહેલો બાદશાહ કુત્બુદ્દિન થયો તે પહેલાં તે નિશાપુરમાં ખરીદ કરેલો ગુલામ હતો પણ પછી હુશિઆરીથી સુલતાન શાહાબુદીનનો વજીર થયો અને પછી હિંદુસ્તાનનો બાદશાહ થયો. તે સ્વભાવે દયાળુ હતો તેણે વીશ વરસ સુધી અમલદારી અને ચાર વરસ રાજ ભોગવ્યું તે ઈ૦ સ૦ ૧૨૧૦માં મરણ પામ્યો. તેના પછી તેનો છોકરો આરામ ગાદીએ બેઠો તેણે એકજ વરસ રાજ કર્યું. ત્યાર પછી તેનો બનેવી અલ્તમસ ગાદીએ બેઠો. તેણે ૨૫ વરશ રાજ કર્યુંને ઈ૦ સ૦ ૧૨૩૬માં મરણ પામ્યો, તેણે ૧૨૩૧માં માળવા જીત્યું તેના પછી તેનો છોકરો રૂકનુંદ્દીન ગાદીએ બેઠો, તેનામાં રાજ ચલાવવાના ગુણ નહિ હોવાથી તેની બેન રજીઆબેગમે રાજ લઈ લીધું. તે બેગમ ઘણી હુશિઆર હતી, પણ તેણે કોઈ હલકા અમીરની સાથે દોસ્તી કરી, તેથી તેને કેદમાં નાંખી, ને તેની ચોકીને સારૂ અલ્તુનીઆ નામના માણસને મુકયો, પણ તે તેજ માણસ સાથે લગ્ન કરીને નાશી ગઈ, અંતે બંને જણાં પકડાયાં અને મારયાં ગયાં. તેના પછી મવઝુદ્દીન ઈ૦ સ૦ ૧૨૪૧મા ગાદીપતી થયો અને તે ૧૨૪૨માં મરણ પામ્યો. પછી રૂકનુંદ્દિનનો ભાઈ અલાઉદ્દિન મસાઉદ ગાદીએ

બેઠો. તેણે ફકત બે વરસ રાજ કર્યું. તેના પછી અલ્તમસનો પૌત્ર નાસરૂદીન મહમદ બાદશાહ થયો. તે ફકીરી આલમો હતો, તેને વિદ્યા ઉપર ઘણી પ્રિતિ હતી. અને તે પુસ્તકો ઉતારીને એના જેલમખાંમણી આવે, તે ઉપર તે પોતાનું ગુજરાન ચલાવતો. તેણે ૨૦ વરશ રાજ કર્યું; ને ઇ૦ સ૦ ૧૨૬૬માં મરણ પામ્યો તેને એકજ રાણી હતી તેણી પાસે રંધાવીને પોતે જમતો. તેના પછી ગ્યાસુદીન બુલબન ગાદીપતી થયો, તે સ્વભાવે ખરો, તથા મસલતદાર હતો તે પહેલાં ગુલામ હતો. તે અલ્તમસના દરબારમાં મોટે દરજ્જે ચડ્યો, આખરે નાસરૂદીનનો વજીર થઈને તે બાદશાહી પદવીને પામ્યો. તેણે ૨૦ વરસ રાજ કર્યું. તે ઇ૦ સ૦ ૧૨૮૬માં મરણ પામ્યો. તેના પછી તેના છોકરા બકારા ખાંનો છોકરો કેકુબાદ ગાદીએ બેઠો. તે વિષયી હતો. તેથી ગીલજી લોકોએ, તે રાજ કરવાને લાયક નથી એવું ઠરાવીને તેને ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો અને તેની સાથે તેના વંશની સમાપ્તી ઇ૦ સ૦ ૧૨૮૮ કરી.

---

## ગીલ્ચી વંશ

### ઇ૦ સ૦ ૧૨૮૮થી ૧૩૨૧ સુધી.

આ વંશનો મુળ પુરૂષ જલાલુદીન ખીલચી થયો, તે

સ્વભાવે દયાળું હતો, તેથી બુલબનના ભત્રીજા મલેક જ્યા જુએ, કરા ગામમાં સુબા છતાં દિલ્લી ઉપર ચઢાઇ કરી, તેમા તે હારચો પણ બાદશાહે કંઇ શિક્ષા ન કરતાં તેને મુલતાનમાં નિમણુંક કરીને મોકલ્યો શિદીમૌલા કરીને દિલ્લીમાં એક ફકીર રહેતો. તે ધર્મદાન બહુ કરતો, તેની પાસે પારસમણી (આ વસ્તુ લોઢા ઉપર ઘસ્યાથી તેનું સોનું બને)છે એવો વેહેમ લાવીને તેને મારી નાંખ્યો; એ શિદીના મરણથી બાદશાહનો વડો દીકરો મૂવો, વરસાદ પણ ન વરસ્યો, દુકાળ પડ્યો વિગરે બાદશાહને ઘણું નુકશાન પોહોચ્યું, એવું તે શિદીના શાપથી થયું તેમ લોકો કેહેછે. જલાલુદ્દીનને એના ભત્રીજા અલ્લાઉદ્દીને મારી નાખ્યો. એણે સાત વરસ રાજ કર્યું. પછી અલ્લાઉદ્દીન ઇ૦ સ૦ ૧૨૯૫મા ગાદીએ બેઠા એના વખતમાં મુસલમાનો પેહેલ વેહેલા દક્ષિણમાં ઉતરયા, વળી ગુજરાતમાં તેણે અણહિલવાડનું રાજ લેવાને તેના સરદાર નસરતખાં, તથા અલીફખાંને મોકલ્યા, તે વખત ત્યાંનો રાજા કરણ હતો, તે બાગલાણમાં નાશી ગયો, અને તેની રાણીઓ મુસલમાનોના હાથમા આવી અને રાજ્ય પણ લઇ લીધું. તેણે ખંભાત લુટ્યું તેમા કાફુર કરીને એક ગુલામ પકડ્યો હતો, તેજ ગુલામે ઇ૦ સ૦ ૧૩૧૬મા તેને ઝેર દઇને મારી નાખ્યો. એ બાદશાહ ઘણો નિર્દય તથા ઘાતકી હતો. એના પછી મુબારક ગાદીએ બેઠા ઇ૦ સ૦ ૧૩૧૭. તેણે ગાદીએ બેસતાંજ કુ-

ટબાક કરી માફ કરયા, તથા એકદમ ૧૭૦૦૦ બંધીવાનોને છોડી મુકયા. આ બાદશાહ જાહેર રીતે મદિરાપાનના છંદમાં પડયો હતો. તેણે કેટલાએક મોટા અમીરોને મારી નાંખ્યા તેથી તેનો વજીર ખુશરૂ તેને, તથા તેના બેરો છોકરાંને મારીને ગાદીએ બેઠો. આ વાત પંજાબના સુબા ગાજીખાનને ગમી નહી, તેથી ખુશરૂની સાથે ઈ૦ સં૦ ૧૩૨૧ માં લડાઈ કરીને, પોતે રાજ લઈ લીધું.



## તઘલખવંશ

ઈ૦ સ૦ ૧૩૨૧થી ૧૪૧૨ સુધી.

પ્રથમ ગાજીખાન ઉર્ફે ગ્યાસુદ્દીનતઘલખ ગાદીએ બેઠો. તેણે નિર્દોષ રીતે રાજ મેળવ્યું એના વખતમાં દિલ્લીમા તઘલખાબાદ નામે ઈમારત બંધાઈ હતી. તેણે ચાર વરસ રાજ કરયું. તેના પછી તેનો છોકરો મહમદતઘલખ ગાદીએ બેઠો એ ઘણો જુલમીતથા અવિચારી હતો તેથી એના રાજ્યમાં ઠેકાણે ઠેકાણે બંડો ઉઠયાં. તેણે ચીન તથા ઈરાન જીતવાને ફોજ મોકલી, તે રસ્તામાં મરણ પામી. બીજુ એ પોતના રાજમા રૂપા નાણાને બદલે તાંબાના કકડા ચલાવવા લાગ્યો, તથા દિલ્લીથી રાજધાની દોલતાબાદ લેઈ જવાનો ઠરાવ કર્યો. બીજું દેવઘઢ જતાં તેનો એક દાંત પ

ડી ગયો તેથી તેના ઉપર ભારે ઠાઠમાઠથી એક મોહોટી કબર બંધાવી, એવાં એવાં અવિચારનાં તથા બેવકુફીનાં કામો તેણે કરયાં. તે પચીસ વરસ રાજ કરીને ઈ૦ સં૦ ૧૩૫૧ મા મરણ પામ્યો. ત્યાર પછી ફીરોજુદીનને ગાદી પ્રાપ્ત થઈ. તેણે ગેરવાજબી કર તથા રીબાવીને મારવાનો તથા નાક કાન કાપવાનો ચાલ બંધ કર્યો. તેણે લોકોને વાસ્તે ૧૦૦ નાહાવાની જગાઓ, ૧૦૦ ધર્મશાળાઓ તથા તળાવો, તથા નિશાળો વગેરે સુખનાં કામો કરીને ઈ૦ સ૦ ૧૩૮૮ માં ૩૭ વરસ રાજ કરીને નેવું વર્ષની ઉમરે મરણ પામ્યો. પછી અબુબકરે, એકજ વરસ રાજ્ય કર્યું. તેના પછી નાશરૂદીન ઈ૦ સ૦ ૧૩૯૦માં ગાદીએ બેઠો. તેણે ચાર વરસ રાજ કીધું ને તરતજ તેનો ભાઈ મહમદતઘલખ બીજો ઈ૦ સ૦ ૧૩૯૪ માં ગાદીએ બેઠો. તે ઉમરે નાનો હતો તેથી ગુજરાત પ્રાંતમા તેનો એક સરદાર મુજફરખાં નામે હતો તે ત્યાં સ્વતંત્ર પણે રાજ કરવા લાગ્યો. મહમદના વખતમાં તૈમુરલંગ કરીને તાતાર દેશના મોગલ સરદારે રૂશિયાથી સિંધુનદી ઉતરીને ઈ૦સ૦ ૧૩૯૮માં હિંદુસ્તાનપર ચઢાઈ કરી. તેણે દિલ્લીમાં આવીને ૧૦૦૦૦૦ માણસોને ઠાર મારયા અને મહમદ બાદશાહની ફોજનો પરાજય કરીને પાચ દીવસ સુધી તેણે તે શેહેરમાં આગ લગાડી તથા લુંટ ચલાવી. પછી જ્યારે કંઈ લુટવાનું રહ્યું નહી તથા તેની ફોજ માણસોના જીવ લેતા થાકી ત્યારે તે

ણે પાછા ફરવાનો હુકમ કર્યો. આવા તેના જુલમને લીધે ઈ૦ સ૦ ૧૪૫૦ સુધી રાજમાં સ્વસ્થતા થઈ નહી આઉ પરથી તે ઘણોજ ઘાતકી તથા નીર્દય હતો એવું જણાયછે મહમદ બાદશાહ ૧૮ વરસ રાજ કરીને ઈ૦ સ૦ ૧૪૧૨ માં મારણ પામ્યો.

## સૈયદ તથા લોદીવંશ

### ઈ૦ સ૦ ૧૪૧૨થી ૧૫૨૬ સુધી.

મહમદ તઘલખ પછી દોલતખાન લોદીએ બે વરસ રાજ કર્યું, સૈયદવંશના બાદશાહ ખીજરખાન, સૈયદ મુબારક, સૈયદ મહમદ, તથા સૈયદ અલ્લાઉદ્દીન થયા તેમાં ઈ૦ સ૦ ૧૪૫૦માં અલ્લાઉદ્દીને, બહિલોલખાંને રાજ આપી દીધું. તે ૩૮ વર્ષ રાજ કરીને ઈ૦ સ૦ ૧૪૮૮મા મરણ પામ્યો. પછી તેનો છોકરો સિકંદર ગાદીએ બેઠો, તેણે રાજકારભાર સારીરીતે ચલાવ્યો. તે ઘણો ધર્મનો અભિમાની હતો, એના વખતમાં એટલે ઈ૦ સ૦ ૧૪૯૮માં પોર્તુગીઝ સરદાર વાસકોડીગામાએ હિંદુસ્તાનની સફર પહેલ પહેલી કરી. સિકંદરે ૨૮ વર્ષ રાજ કર્યું પછી તેનો દીકરો ઈબ્રાહિમ ગાદીનો વારસ થયો તે ઘાતકી હતો. તેના વખતમાં તૈમુરના વંશનો પૂરૂષ બાબર કાબુલમાં રાજ કરતો હતો. તેને દોલતખાંન જે પંજાબમાં સુબો હતો તેણે પોતાનું રક્ષણ કરવા સારૂ પંજાબમાં તેડાવ્યો, તે પરથી તે બા

ફુર આવ્યો અને ત્યાંના લોકોનો પરાજય કરીને લાહોર બા ળી નાંખ્યું પછી તે પોતાને સ્વદેશ ગયો. પછી તે પાછે. આવ્યો ત્યારે તેને ઇબ્રાહિમની સાથે પાનીપત આગળ ઇ૦ સ૦ ૧૫૨૬માં લડાઇ થઇ તેમાં ઇબ્રાહિમ હાર્યા. અને તે તેજ વર્ષમાં ૧૦ વર્ષ રાજ કરીને મરણ પામ્યો. અને બા બરે દિલ્હી તથા આગ્રા લઇ લીધું.



# પ્રકરણ બીજું

## મોગલવંશ

### બાબર

ઇ૦ સ૦ ૧૫૨૬થી ૧૫૩૦ સુધી.

પ્રથમ બાબર જે તૈમુરલંગથી છઠ્ઠો પુરૂષ હતો તે ૧૫૨૬માં દિલ્હીની ગાદી ઉપર બેઠો. તેણે ધોળપુર અને બ્યા લીઅર વિગેરે પ્રાંતો જીત્યા. જવાનપુરનું સંસ્થાન અના દી કરા હુમાયુંએ જીતી લીધું. અને મારવાડ તથા જયપુર, અ હિંઆંના રજપુત રાજાનો પ્રમુખ મારવાડનો રાજા સંગ, તે નાપર સ્વારી કરીને તેનો પરાજય કર્યો ઇ૦ સ૦ ૧૫૨૭ બીજે વરશે બબરે ચંદેરીનો કીલ્લો ત્યાંના રાજા મેદની

રાયને હરાવીને લીધા ઈ૦ સ૦ ૧૫૨૮. તે પચાસ વર સની ઉમ્મરે, ચાર વર્ષ રાજ કરીને ૧૫૩૦માં મરણ પા મ્યો. એ બાદશાહ લડાઇના કામમાં ઘણો શુરો હતો. તેણે રૈયતના સુખને સારૂ તળાવો વિગરે બંધાવ્યાં હતાં. તેનું શરીર એવું તો સુધડ હતું કે, તેની તબીઅત બિમાર થયા પછી એક વાર કાલ્પીથી આગ્રે સુધી આશરે ૮૦ કોશ ઘોડા ઉપર બેસીને બે દીવસમાં ગયો. અને વાટમાં ભાગીરથી નદી તરીને ઉતર્યો આ બાદશાહ તુર્કિ તથા ફારસી ભાષામાં પ્રવિણ હતો.



## હુમાયું

ઈ૦ સ૦ ૧૫૩૦થી ૧૫૫૬ સુધી.

હુમાયું ઈ૦ સ૦ ૧૫૩૦માં ગાદીએ બેઠો તેણે પ્રથમ ગુજરાતના રાજા બાહાદુરશાહના ઉપર સ્વારી કરી, તેનું કારણ એ હતું કે હુમાયુંના ફિતુરી સાળાને પોતાના પક્ષમાં રાખી રહ્યો હતો. તેની અને હુમાયુંની લડાઇ માળવામાં મંદેસ્વર આગળ થઇ તેમાં બાહાદુરશાહ હાર્યો અને હુમાયુંએ ચાંપાનેરનો કીલ્લો લીધો. પછી શિરશાહ કરીને અફ ગાન જાતના સરદાર જોડે બક્સર તથા કનોજ આગળ લડાઇઓ થઇ, તેમાં હુમાયું હારીને ઇરાન નાશી ગયો; રસ્તામાં જતાં ઉમર કોટમાં પોતાની રાણી હમીદાએ આ-

બર નામે પુત્ર જણ્યો એવી ખબર સાંભળી તેથી તે ત્યાં ગયો, અને તેણે પોતાની પાસે એક કસ્તુરીની શીશી હતી તે પોતાના સાથીઓને વેહેચી આપી, ને કહ્યું કે આ કસ્તુરીની માફક આ છોકરાની કીર્તિ પસરજ્યો. પછી તે ઈરાન ગયો. તે વખતે હિંદુસ્તાનમાં શિરશાહ ગાદીએ બેઠો હતો. તે શાણો તથા પરાક્રમી હતો. તેણે બંગાળેથી સિંધુનદી સુધી રસ્તા બંધાવી, ઠેકાણે, ઠેકાણે કુવા વાચો અને ધર્મશાળાઓ કરાવી હતી, વળી રસ્તામાં બંને બાજુએ ઝાડો રોપાવ્યાં હતાં. હુમાયુંને ઈરાનના બાદશાહ તમસ્પે, ૧૪૦૦૦ સ્વાર આપ્યા; આ સ્વારની મદદથી તેણે શિરશાહના છોકરા, મહમદ, આદિલીની પાસેથી, દિલ્લી તથા આગ્રા લઈ લીધાં. હુમાયું પોતાના મહેલમાં ચડતાં આરસપાણના દાદર ઉપરથી પગ લપસી જવાથી તે મરણ પામ્યો ઈ૦ સ૦ ૧૫૫૬.

---

## અકબર બાદશાહ

ઈ૦ સ૦ ૧૫૫૬થી ૧૬૦૫ સુધી

અકબર તેર વરસની કાચી ઉમ્મરે ગાદીએ બેઠો. એના વરજી બેહેરામે મહમદ સુલતાનસુર આદિલીના વજીર હેમુની સાથે પાણીપતના મેદાનમાં લડાઇ કરીને, તેને હરાવ્યો. એ બેહેરામ અકબરનું વારંવાર અપમાન કરતો, તે-

યા પોતાની મરજી પ્રમાણે ચાલતો, તેથી અકબરે એવી દૂવાઈ ફેરવી કે મારા શિવાય બીજા કોઈનો હુકમ માનવો નહી. આથી બેહેરામ મક્કે જવા નિકળ્યો તેમાં રસ્તામાં તેને કોઈએ મારી નાખ્યો. ઈ૦ સ૦ ૧૫૮૧માં હકીમે બંડ કર્યું, તેનો બંદોબસ્ત કરવા અકબર ગયો હતો તે વખતે તેણે સિંધુ નદી ઉપર અટક નામનો કીલ્લો બાંધ્યો. આ વખતમાં એક નવો ધર્મ બાપજીદ નામે પેગંબરે ચલાવ્યો તેનો મત એવો હતો કે આપણા ધર્મવાળાઓને ગમે તે રાજ લેવાને અધિકાર છે. આના આવા મતને લીધે અકબરને તેઓના સરદાર જલાલની સાથે લડાઈ કરતાં બહુ મેહેનત પડી. અકબર ઘણો શુરો, નિરાભિમાની, ઉદ્યોગી, મેળાપી, વિદ્યાનો વ્યસની તથા ધર્મના કામમાં નિરપક્ષપાતિ વિગેરે સારા ગુણનો હતો. એના વખતમાં વેદ, રામાયણ, ભારત, લીલાવતી તથા બીજ ગણીત વિગેરે ગ્રંથોના તરજુમા ફારશીમાં થયા. એના દરબારમાં ફૈજી અને અબુલફજલ નામે વિદ્વાનો હતા. અકબર કબીર પંથી મતને મળતો હતો, તે મત પંદરમા સૈકામાં ચાલુ થયો હતો. દક્ષિણમાં અહમદનગરના રાજને માટે તકરાર હતી, તેમા એક પક્ષવાળાએ અકબરની મદદ માગી તેથી તેની ફોજ ત્યાં ગઈ અને બીજા પક્ષવાળાઓની તરફથી ચાંદબીબી લડવાને તૈયાર થઈ, તે બંનેની લડાઈ થઈ તેમાં અંતે બીબીને તેના કુટેમા સીપાઈઓએ મારી નાંખી. એ બીબી

ઘણીજ હિમતવાન હતી. અકબરે મુસલમાનોમાં દાઢી રાખવી, માણુસા બાંધવા તથા સલામ આલેકમ કહેવું બંધ કર્યું. તેમજ હિંદુઓમાં પશુ વધ કરવાનો તથા સતી થવાનો ચાલ બંધ કરયો. વળી તેણે પૂનર્વિવાની છુટી આપી. તેણે હિંદુઓનો જજીઆ વેરા બંધ કરયો. એણે જમીનના ત્રણ વર્ગ બાંધીને એવો ઠરાવ કરયો કે ઉપજમાંથી ત્રીજો ભાગ સરકારને આપવો. તેને જમાબંધીના કાયદા કરવામાં ટોડરમલ નામે ડાહ્યા અને નિર્લોભી સરદારે મદદ કરી હતી. તે ૧૬૦૫ માં ૬૩ વરસની ઉમ્મરે મરણ પામ્યો.

---

## જહાંગિર.

ઈ૦ સ૦ ૧૬૦૫થી ૧૬૨૭ સુધી

પ્રથમ તેણે દક્ષિણમાં મલીકંબર, જેણે જમાબંધીની રીતો બાંધી હતી તેની જોડે લડાઈ કરી. મલીકંબરે ઔરંગાબાદમાં નવી રાજધાની કરીને અહમદનગર જીતી લીધું. તેથી બાદશાહે તે શેહેર લઇ લીધું. જહાંગીરને ત્રણ છોકરા હતા. ખુરૂમ, બુશરૂ અને પરવીજ. તેમા ખુરૂમે ૨૦૦૦૦ લશ્કર સહિત ઉદેપૂરના રાણાનો પરાજય કરયો, તેથી બાદશાહે તેને શાહજહાં એવો કિતાબ આપ્યો. આ વખતે બાદશાહે નૂરજહાં નામે એક સ્ત્રીના સાથે લ

મ કર્યું. નુરજહાંએ એક ઊંચા કુળના ઇરાનીની છોકરી હતી, પણ ગરીબાઇને લીધે અકબરના જનાનખાનામાં આવતી જતી હતી, તેથી જહાંગીરની મરજી તેના ઉપર દોડી પણ અકબરના લીધે તેનું કંઇ ફાવ્યું નહી, અને અકબરે તે છોકરીને એક શિરઅફગાન નામના સરદાર સાથે પરણાવી, પણ અકબરના મરણ પછી જહાંગીરે તે અફગાનને મરાવીને તેને પોતાની પાસે તેડાવી લીધી. જહાંગીરને મોહોબતખાન નામે સરદાર હતો, તે સરદારની પદવી મોહોટી જોઇને નુરજહાંને અદેખાઇ આવી અને વિચાર્યું કે રખેને એ રાજનો ધણી થઇ પડે, તેથી તેના ઉપર નુરજહાંએ ખોટા અપરાધ મુકીને તેને દરબારમાં જવાબ આપવા બોલાવ્યો, પણ તેને કપટ માલમ પડ્યાથી બાદશાહને તેણે એકદમ કેદ કર્યો. પણ નુરજહાંએ તેને છોડાવ્યો આ બાદશાહ મદ્યપિ, વિષઇ, ભલો, અતરો, કવ્યસની, ઉદાર, અને કુકર્મી હતો. એ બાદશાહના વખતમાં, સરટામસરો નામે અંગ્રેજી વકીલ તેના દરબારમા હતો. આ બાદશાહ ઇ० સં० ૧૬૨૭ માં મરણ પામ્યો.



## શાહજહાં.

ઇ० સ० ૧૬૨૭થી ૧૬૫૮ સુધી.

જહાંગીરના પછી અસોફજહાંની મદદથી તેનો દિ

રો શાહજહાં ગાદીએ બેઠો, તેણે ગાદી ઉપર આવતાંજ પો
તાના ભાઈઓ તથા કુટુંબ શિવાય તૈમુરના વંશનું મુળ કા-
ઢી નાંખ્યું. શાહજહાંએ બીજે વરસે, સોનું, રૂપું, રત્ન
અને માણેકનો અભિશેક કરયો, તેમાં તેને પોશાક સુધાં
અઢી ક્રોડ રૂપીઆ ખરચ થયા. તેને દારા, સુજા, ઔરંગ
જેબ, અને મુરાદ નામના ચાર છોકરા હતા. જ્યારે શાહજ-
હાં પડ્યો ત્યારે દારારાજ કરતો હતો, સુજાને બંગાળાનું, મુ
રાદને ગુજરાતનું અને ઔરંગજેબને દક્ષિણના સુબાનું
રાજ સોંપ્યું હતું. અને દારા જ્યારે બધુ રાજ ચલાવવા
લાગ્યો ત્યારે સુજા બંગાળેથી ફોજ લઇને આવ્યો તે ફોજ
ને દારાના દિકરા સુલેમાને હરાવી. પછી ઔરંગજેબ અ
ને મુરાદ એકઠા થઈને આવ્યા, અનેક્ષિપ્રા નદીને કાં
ઠે લડાઈ થઇ, તેમાં દારા હારયો. પછી ઔરંગજેબ પો
તાના પિતા શાહજહાંને કેદ કીધોને મુરાદને દારૂ વિગરે પા
ઈને બેસુધ કરયો ને પછી તેને પણ તેજ દશામાં નાંખ્યો
શાહજહાં કેદમાં સાત વરસ રહ્યો તે સુધાં ૩૮ વરસ રાજ
કરીને ઈ૦ સ૦ ૧૬૬૫માં ૭૪ વરસની લાંબી ઉમરે મર
ણ પામ્યો. આના વખતમાં રાજનો બંદોબસ્ત અકબર ક
રતાં સારો હતો એવું ઈતિહાસ કર્તા લખી ગયા છે. તે ભ
લો તથા ભોળો હતો તેથી ઘડપણમાં તેને કેદ ભોગવવી પ
ડી. આ બાદશાહે પંચોતેર લાખ રૂપીઆનો આગ્રામાં તાજમે
હેલ બંધાવ્યો હતો તેનો નમુનો આખી પૃથ્વિમાં કોઇ ઠે

કાણું નથી. બીજુ તેણે છ કરોડને પચાસ લાખ રૂપિયાનું મયુરાસન (મોરના ઘાટનું સિંહાસન) કરાવ્યું હતું. તે ઉપર થી તે ઠાઠમાઠનો ઘણો શોખી હતો એવું જણાય છે.

---

## ઔરંગજેબ.

ઈ૦ સ૦૧૬૫૮થી ૧૭૦૭ સુધી.

પ્રથમ આ બાદશાહે પોતાના ભાઈઓ તથા ભત્રીજાઓને મારી નાંખ્યા. આ વખતમાં સતરામી જાતના હિંદુ વેરાગીઓએ તેની સામે નારનોળ ગામ આગળ બળવો કરીને, તેને ઘણો હેરાન કર્યો; તેથી ઔરંગજેબે હિંદુઓને સરકારી ચાકરીમાંથી કાઢી મુક્યા, તથા જે કરો અકબરના વખતમાં માફ થયા હતા તે તેણે ચાલુ કરયા. વળી જોધપુરનો રાજા જસવંતસિંહ મરી ગયાથી, તેની સ્ત્રી અને છોકરાંને બાદશાહ કેદ કરવાની તપારીમાં હતો, પણ રજપૂતોએ તેમને ઠેકાણે બીજાં માણસો ઓઢવીને તેમને જોધપૂર પાછા આણ્યા. આથી સંતોષ નહી પામતાં તેમણે બાદશાહને જજીઆ વેરો આપવાની ના કહી, તેથી બાદશાહને તેમની સાથે લડાઈ કરવી પડી. રજપૂતનો સરદાર ઉદેપૂરનો રાણો રાજસિંહ હતો, તેને બાદશાહે નસાડ્યો અને બીજાઓને દુઃખ દીધું. વળી આ વખતે દક્ષિણમાં શિવાજી નામે મરેઠો બાદશાહનો શત્રુ જાગ્યો. શિવાજી એ શાહજી જે વિજાપુરના રા

જાની ચાકરીમાં હતો. તેનો છોકરો હતો શાહાજીને તે રાજા તરફથી તંજાવર અને કર્નાટકમાં તેની જાગીરો મળી હતી. તેથી શાહજી મરણ પામ્યો ત્યારે શિવાજીને તે જાગીરો મળી. વળી તેણે ૧૨૫ કોશ જમીન પોતાના તાબામાં લીધી પછી ધીમે ધીમે માવળા જાતના લોકોની ફોજ જમાવીને ઈ૰ સ૰ ૧૬૬૬માં તે પોતાને રાજા કહેવડાવવા લાગ્યો. તેણે બે વાર સુરત લુટ્યું, પછી તેણે દિલ્લી તથા વિજાપુરના રાજમાં લુટફાટ કરીને સામરાજપંથને પેશવાઇનો અધિકાર આપ્યો તેની અને ઔરંગજેબની વચે ઘણી લડાઇઓ થઇ. આખર તે ઈ૰ સ૰ ૧૬૮૦માં મરણ પામ્યો. તેની ગાદીએ તેનો પુત્ર સંભાજી બેઠો. તેણે પોતાના બાપના શાણા પ્રધાનોને કાઢી મૂકયા, ને કલુશા કરીને એક બ્રાહ્મણની મસલતથી ચાલવા લાગ્યો. તે એક દિવસ બાગની અંદર કલુશાના સાથે દારૂ પીતો હતો, તેવામાં એક મોગલ સરદારે તેઓને પકડી લઇને ઔરંગજેબ પાસે મોકલાવી દીધા. ત્યાં તેઓને મુસલમાન થવાનું કહ્યું, ત્યારે તેઓએ દિકરી માગી તથા મુસલમાની ધર્મને બહુ ગાળો દીધી તેથી બાદશાહે તેઓને ઠાર માર્યા. સંભાજી પછી શાહુ રાજા ગાદીએ બેઠો. અને રાજારામને પોતાનો કારભારી ઠરાવ્યો (ઈ૰ સ૰ ૧૭૦૮.) ઔરંજેબના વખતમાં જેટલું રાજ વિસ્તાર પામેલું તેટલું બીજા કોઇ બાદશાહના વખતમાં પામેલું નહોતું. આના વખતમાં વસુલાતના ૩૨૦૦૦૦૦૦ ક્રો

ડ રૂપીઆ ઉપજતા આ બાદશાહ કપટી, નિર્દય, હિંમતવાન અને ઉદ્યોગી હતો. આ બાદશાહને મોઆજીમ, આજીમ, કામબકસ, મહમદ, અને અકબર એવા નામના પાંચ છો કરા હતા. તેમાં મોઆજીમે પોતાના ભાઈઓને જીતીને મારી નાંખ્યા. ત્યાર પછી પોતે ગાદીએ બેઠો. ઔરંગજેબ ઈ સ૦ ૧૭૦૭માં મરણ પામ્યો.

---

## મોઆજીમ અથવા બાહાદુરશાહ

### ઈ૦ સ૦ ૧૭૦૭થી ૧૭૧૨ સુધી.

શિખ લોકોના એક સરદાર નાનકસાહે પંદરમા સૈકામાં એક નવું રાજ સ્થાપ્યું હતું. તે લોકોના એવા મત હતો કે, હિંદુઓને અને મુસલમાનોને પોત પોતાનો ધર્મ પાળવા દેવો. શાહજહાંના વખત સુધી આ લોકો જોરે કજીઆ પર્યા નહોતો, પણ બાહાદુરશાહના વખતમા મુસલમાનો તેમની પાછળ પડ્યા, તેથી તેઓએ દિલ્લી સુધી મુલક ઉજાડ કરચો. શાહુનું મુળ નામ શિવાજી હતું, પણ શાહું કેહેવાનું કારણ એવું હતુ કે, એનો દાદો શિવાજી લુટારાનું કામ કરતો હતો, તથા ઔરંગજેબના ચોકી પોરામાંથી માઠાઈના ટોપલામાં બેશીને નાશી આવ્યો હતો તેથી ચોરના બદલે શાહુ (શાહુકાર) નામ પાડ્યું હતું શાહુ રાજા સ્વછં

દી હતો. તેના મરણ પછી રાજારામનો પુત્ર રામ રાજા ગાદીએ બેઠો. બાહાદુરશાહ ઈ० સ० ૧૭૧૨માં મરણ પામ્યો

## ફરોગશિર

ઈ० સ० ૧૭૧૨થી ૧૭૧૯ સુધી.

બાહાદુરશાહના પછી જહાંનદારશાહ ગાદીએ બેઠો. તેનામાં કંઈ દમ નહી હોવાથી આઠ મહિનાની અંદર તેનું રાજ લઈ લીધું (ઈ० સ० ૧૭૧૩). તેની પ્રીતિ એક રૂક નુદ્દોલા નામે સરદાર ઉપર થઈ, તેથી તેના વજીર હુસેન અલ્લીએ, બાલાજી વિશ્વનાથ અસલ જે તલાટીનું કામ કરતો હતો, તેની હુશિયારીથી શાહુ રાજાએ તેને પેશવાઈ સોંપી. પછી તેણે મરાઠી રાજની સત્તા વધારી, તથા છ વરસ પેશ્વાઈ કરીને ઈ० સ० ૧૭૨૦માં મરણ પામ્યો તેની મદદથી ફરોગશિરને મારી નાંખ્યો. (ઈ० સ० ૧૭૧૯)

---

## મહુમદશાહ

ઈ० સ० ૧૭૧૯થી ૧૭૪૮ સુધી.

ફરોગશિરના મરણ પછી રફીઉદ્દરજાત અને રફીઉદ્દોલા બાદશાહો થયા, પણ તે થોડાજ માસમાં મરણ પા

મળ્યાથી, રોશન અખ્તિયારને મહમદ એવો ખીતાબ આપીને ઈ૦ સ૦ ૧૭૧૯માં ગાદીએ બેસાડ્યો. આના વખતમાં ઈરાનના બાદશાહ નાદિરશાહે દિલ્લીમાં આવીને ૩૦૦૦૦ માણસોનો ઘાણ વાળ્યો, અને આશરે નવક્રોડ રૂપીઆ, અને શાહજહાંના વખતનું ખુરાસન પોતાને સ્વદેશ લઈ ગયો. બાલાજી પછી બાજીરાવ પેશ્વા થયો. ત્યાર પછી ઈ૦ સ૦ ૧૭૪૦ માં બાલાજી ઉર્ફે નાનાસાહેબને પેશવાઈનો અધિકાર મળ્યો. મહમદશાહ ઈ૦ સ૦ ૧૭૪૮ માં મરણ પામ્યો.

## અહમદશાહ

ઈ૦ સ૦ ૧૭૪૮ થી ૧૭૫૪ સુધી.

પ્રથમ તેણે રોહિલા લોકો ઉપર સ્વારી કરીને તેઓનો ઈ૦ સ૦ ૧૭૫૧ માં પરાજય કર્યો. અહમદશાહને દિલ્લીના સરદાર ગાજીઉદ્દીને હોલકરની મદદથી મારી નાખ્યો, અને તેની જગાએ બીજા આલમગીરને ગાદીએ બેસાડ્યો. (ઈ૦ સ૦ ૧૭૫૪).

## આલમગિર

ઈ૦ સ૦ ૧૭૫૪થી ૧૭૫૮ સુધી.

આલમગિરે ચાર વરસ રાજ કર્યા પછી, તેના સરદાર ગાજીઉદ્દીને તેને મારી નાખ્યો.

---

## ગાજીઉદ્દિન

ઈ૦ સ૦ ૧૭૫૮થી ૧૭૬૧ સુધી

પંજાબમાં મહમદશાહ અબદલ્લી જે, નાદિરશાહના પછી અફગાનીસ્તાનનો બાદશાહ થયો હતો, તેના સુબાને દિલ્લીના બાદશાહ ગાજીઉદ્દીને કેદ કરયો તેથી અબદલ્લીએ હિંદુસ્તાન ઉપર હુમલો કરયો, આના સુધાં તેણે ચાર હુમલા કરયા હતા. તેમાં ચોથા વારના હુમલામાં મરેઠાઓ સાથે પાણીપતના મેદાનમાં યુદ્ધ થયું, તેમાં મરેઠા લોકો હારયા, તથા તેઓનાં આસરે બે લાખ માણસ મારયાં ગયાં. વિશ્વાસરાવભાઉ તથા ઈબ્રાહિમ ગાર્દિ વિગેરે મોહોટા સરદારો પડ્યા. આ વખતથી એટલે ઈ૦ સ૦ ૧૭૬૧ની સાલથી મોગલના તેમજ મરેઠાના રાજની એકજ ઠાંબે પડતી દશા આવી. વળી તેઓ ફરીથી ટટાર થયાજ નહી અને મહાસમુદ્રને રસ્તે નવાજ લોકો આવવા લાગ્યા.

---

# પ્રકરણ ત્રીજું

## યુરોપિયન લોકોની સોધો

ઈ૦ સ૦ ૧૪૮૭માં એક પોર્ટુગીઝ સરદાર કેપ્ટન

યગુડહોપ સોધી કાઢ્યું. ૧૪૯૨ માં જીનોઆ શેહેરના વાહાણવટી કોલંબસે અમેરિકાખંડ સોધી કાઢ્યો. ૧૪૯૭માં વાસ્કોડીગામા નામના એક પોર્ટુગીઝ સરદારે હિંદુસ્તાનની સફર પહેલ વેહેલી કરી, અને મલબાર કિનારાના મદ્રાસ તાબેના કાલીકટ શેહેરમાં ઉતરયો. ઇ૦ સ૦ ૧૫૫૦માં વાસ્કોડી ગામાની પછી કેબ્રલ નામના માણસે હિંદુસ્તાનમાં આવતાં અમેરિકાખંડનો બ્રાઝીલ દેશ સોધી કાઢ્યો.

## હિંદુસ્તાનમાં યુરોપિયન લોકોની સફરો

એલફન્સઆલબુકર્ક પ્રથમ પોર્ટુગીઝ વાઇસરોય થઇને આવ્યો. તેણે ગોવા શેહેર જીતી લઇને પોતાની રાજધાની કરી. વળી તેણે ઇરાની અખાત માંહેલો ઓર્મઝબેટ અને મલાકા શેહેર જીત્યાં. સોળમા સેકડાની આખરે ડચ લોકો વેપાર કરવા હિંદુસ્તાનમાં આવવા લાગ્યા. તેમણે જાવાના ઉત્તર ભાગમાં બેતેવિઆમાં પોતાની રાજધાની કરી, અને નિગાપટમ, ચીનાસુરા, પુલીકટ વિગરે શેહેરો જીત્યાં. ૧૬૦૦ની સાલમાં અંગ્રેજ લોક વેપાર કરવા આવ્યા. ઇ૦ સ૦ ૧૬૧૨માં તેઓએ સુરતમાં કોઠી (વખાર) ઘાલી. ૧૬૨૧માં ડચ લોકોએ એમબાયનામાં ૧૮ અંગ્રેજોને કતલ કરયા. પછી અંગ્રેજોની એક બીજી ટોળી વેપાર કરવા લાગી. તે બંને ટોળીઓવાળા એક બીજાને નુકશાન કરતા. આખરે તે બંને એકઠી થઇ અને તેથી તેનું ના

મ યુનાઈટેડ ઈસ્ટઈંડિયા કંપની પડ્યું (ઈ૦ સ૦ ૧૭૦૮).
ઈ૦ સ૦ ૧૬૩૯ માં અંગ્રેજોએ મદ્રાસ વસાવ્યું ઈ૦ સ૦
૧૭૦૦ માં અંગ્રેજોએ કલકત્તામાં ફોર્ટવુઈલીઆમ નામે કી
લ્લો બાંધ્યો. સતરમા સૈકામાં ફ્રેન્ચ લોકો વેપાર કરવા
આવ્યા. અને પાંડીચરી, માહિમ, કારીકલ, ચંદ્રનગર, પા
નાન, વિગરે શેહેરો જીતી લીધાં.



## ઇંગ્રેજોની ચઢતી

દક્ષિણ હિંદુસ્તાનમાં નિજામની ગાદીને વાસ્તે અન-
વરઉદ્દીન અને ચંદાસાહેબને લડાઈ ચાલતી હતી. ચંદાસા
હેબને ફ્રેન્ચ લોકોએ મદદ કરી, ફ્રેન્ચ લોકોનો ગવર્નર ડુપ્લિ
હતો. અનવરઉદ્દીનને અંગ્રેજોએ મદદ કરી તે વખતે અંગ્રે-
જોનો સરદાર રોબર્ટકલાઇવ હતો, તેણે મદ્રાસથી કેટલુંક
લશ્કર આર્કાટ મોકલ્યું, ત્યાં ચંદાસાહેબના છોકરાએ બહુ
મુદત ઘેરો ઘાલ્યો, પણ કંઈ વળ્યું નહી, અને કલાઇવે
તેઓને આરનાની લડાઇમાં હરાવ્યો. ત્યાર પછી અંગ્રેજો
બળવાન થઈ પડ્યા. આ વખતે બંગાળાના નવાબ સુરાજ
ઉદૌલાએ કલકત્તામાં ૧૪૬ અંગ્રેજોને પકડીને, એક અંધા
રી કોટડીમાં પુર્યા, સવારે તેમાંથી માત્ર તેવીસ માણસ જી
વતાં નિકળ્યાં. આ વાત સાંભળીને મદ્રાસથી કેટલુંક લશ્કર
લઇને કલાઇવ આવ્યો, અને તેની સાથે પ્લાસીની લડાઈ

ઈ૦ સ૦ ૧૭૫૭ માં કરીને તેને હરાવ્યો અને તેની જગા-એ તેના સરદાર મીરજાફીરને નવાબ કરયો. આવામાં અં-ગ્રેજ અને ફ્રેન્ચ લોક વચ્ચે લડાઈ થઈ, ફ્રેન્ચનો સરદાર લાલી હતો, તેનાપર અંગ્રેજ સરદાર સરઅેરકુટે વાંદીવાસની લડાઇ કરીને ફ્રેન્ચની સત્તાનો હિંદુસ્તાનમાંથી કેવળ નાશ કરયો. મીરજાફીરે પોતાના સિપાઇઓને ચઢેલો પગાર નહીં આપવાથી તથા અંગ્રેજોને, પોતે ગાદીપર બેસતાં ઠરાવેલા રૂપીઆ નહી આપવાથી, તેને અંગ્રેજોએ ગાદીપરથી ઉઠાડી મુકીને, તેની જગાએ તેના જમાઇ મીરકાસીમને ગાદીએ બેસાડ્યો (ઈ૦ સં૦ ૧૭૬૦). તેણે દેશીઓ તથા અંગ્રેજોની પાસેથી બરોબર જકાત લેવાનું ઠરાવ્યું, પણ અંગ્રેજો-એ આપવાની ના પાડી, તેથી તે બંનેની વચ્ચે ઘણીઆની લડાઈ થઈ, તેમાં મીરકાસીમ હારયો ઈ૦ સ૦ ૧૭૬૪ માં અંગ્રેજોએ, મીરકાસીમ તથા સુજાઉદોલા સાથે બકસરની લડાઈ કરી, તેમાં અંગ્રેજ લોક જીત પામ્યા. ઈ૦ સ૦ ૧૭૬૫ માં દિલ્લીના બાદશાહે બાંહાર, બંગાળા તથા ઓરીસા અંગ્રેજ સરકારને તાબે કર્યાં. ઈ૦ સં૦ ૧૭૬૭ માં હૈદરઅલ્લી જે પહેલાં લુટારાનું કામ કરતો હતો, તેણે મહિસુરના રાજા પાસેથી તે રાજ છીનવી લીધું. હૈદર અને અંગ્રેજની વચ્ચે પેહેલ વેહેલી ટ્રિનોમાલીની લડાઇ થઈ, તેમાં હૈદર હારયો.



# વોરનહેસ્ટિંગ્સ

વોરન હેસ્ટિંગ્સએ મોહોટો બાહાદુર અંગ્રેજ હતો તેણે રાજનો ઘણો ફેરફાર કરયો પછી ઇ૦ સ૦ ૧૭૭૩માં તે પેહેલ વેહેલો આ દેશમાં ગવર્નરજનરલ થયો. હાલના રાજનું ધોરણ ઘણું કરીને તેના વખતથી ચાલે છે. ઇ૦ સ૦ ૧૭૭૫ માં વોરનહેસ્ટિંગ્સે, નંદકુમાર કરીને બંગાળાનો એક પૈસાદાર માણસ હતો, તેને કંઇ કારણસર, તેણે ફાંસી દીધી. આજ વરસામાં મરેઠાઓમાં કજીઆ પેઠા. તેમાં એક પક્ષવાળાએ અંગ્રેજોની મદદ માગી, એવી કબુલાતથી કે જો રાઘોબાને ગાદી મળેતો, મુંબઇ, શાષ્ટિ વિગરે અંગ્રેજોને આપવાં. ઇ૦ સ૦ ૧૭૮૦ માં કર્નલગાદર્દે અમદાવાદ લીધું આ વખતે હૈદરે કર્ણાટક ઉપર હુમલો કરીને પાર્ટોનોવો તથા કાંજીવરામ શેહેરો લઇ લીધાં. ઇ૦ સ૦ ૧૭૮૦માં હૈદરના છોકરા ટીપુ સાથે ઇંગ્રેજોને લડાઇ થઇ તેમાં ઇંગ્રેજ સરદાર બેલી હતો, તે હાર્યો તેથી ઈંગ્રેજ સરદાર સરએરકુટે પોર્ટોનોવોની લડાઇ કરીને હૈદરને હરાવ્યો ઇ૦ સ૦ ૧૮૮૨માં હૈદર મરણ પામ્યો. તેની જગાએ ટીપુ ગાદીએ બેઠો, તેની પેહેલાં ઈંગ્રેજોને ડચ લોકો સાથે લડાઇ થઇ હતી, તેમાં ડચ લોકોની પાસેથી ઈંગ્રેજોએ પુલીકટ, તથા નિગાપટમ લઈ લીધાં હતાં ઇ૦ સ૦ ૧૭૮૪ માં ટીપુ અને ઈંગ્રેજ સરકારની વચ્ચે સલાહ થઇ, એવી

રીતથી કે લડાઇમાં એક બીજાનો જે મુલક જીતી લીધો હોય તે પાછો આપવો. ચેપતસિંગકરીને કાશીનો એક જમીનદાર હતો, તેની પાસેથી ઇંગ્રેજોએ જ્યારે ફ્રાન્સ અને ઇંગલાંડની વચ્ચે ઇ૦ સ૦ ૧૭૮૦ માં લડાઇ થઇ ત્યારે ખંડણી માગી. તેણે તે આપવાની ના પાડી તેથી તેને કેદ કરયો, પણ ત્યાંના લોકોએ બળવો કરીને ચેપતસિંગને નસાડી મુકચો. તે ગંગા ની પાર જતો રહ્યો, ત્યાંથી તે બુદેલખંડમાં પાછો આવ્યો, ત્યાં તે મરણ પામ્યો. વોરનહેસ્ટિંગ્સ વિલાયત ગયો, ત્યારે તે હિંદુસ્તાનના રાજાઓની સાથે કેવી રીતે વરત્યો, તથા રાજ કેવી રીતે ચલાવ્યું તે વિશે તપાસ થયો, તેમાં તેને કાંઇ પણ આંચ લાગી નહી. તેના ઉપર તોહોમત મુકનાર એડમનબર્ગ હતો. ઇ૦ સ૦ ૧૭૮૩ માં રાજના સેક્રેટરીમી. ફોકસે એક બીલ કરયું, તે જો પાસ થયું હોતતો, ઇસ્ટઇન્ડીઆ કંપનીનું રાજ લઇ લેવામાં આવત. વોરનહેસ્ટિંગ્સ પછી ઇ૦ સ૦૧૭૮૬માં લોર્ડકોરન વોલીસ ગવર્નરજનરલ થયો.



## લોર્ડકોરનવોલીસ.

ઇ૦ સ૦ ૧૭૮૬ થી ૧૭૯૩ સુધી.

આના વખતમાં ટીપુએ, ત્રાવણકોરનો રાજા જે ઇં-

ગ્રજોની દોસ્તી રાખતો હતો, તેના ઉપર સ્વારી કરી, તે-થી ગવર્નરજનરલે તેની સાથે લડાઇ કરી. આખરે તેણે સિરંગાપટમ, જે ટીપુની રાજધાનીનું શેહેર હતું, તેને ઘેરા ઘાલ્યો તેથી ટીપુએ બીહીને સલાહ કરી, તથા અડધો અડધ મુલક ને લડાઇનું ખરચ ઇંગ્રેજ સરકારને આપ્યું. આ ગવરનરજનરલે મેહેસુલની ત્રણ રીતો બાંધી હતી. તે ઇ૦ સ૦ ૧૭૯૩ માં વિલાયત ગયો, ને તેની જગાએ સરજોનશોર આવ્યો.



## સરજોનશોર અથવા લોર્ડટેનમાઉથ

ઇ૦ સ૦ ૧૭૯૩ થી ૧૭૯૮ સુધી.

આ વખતે યુરોપમાં ઇંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઇ ચાલતી હતી, તેથી ઇંગ્રેજોએ હિંદુસ્તાનમાંનાં ફ્રેન્ચોનાં સંસ્થાન લેઇ લીધાં. આ વખતે નિજામના રાજ ઉપર મરેઠાઓએ હુમલો કર્યો, પણ ઇંગ્રેજો છાનામાના બેસી રહ્યા. સારજોનશોર પછી લોર્ડમોર્નિંગટન આવ્યો.



## લોર્ડમોર્નિંગટન.

ઇ૦ સ૦ ૧૭૯૮ થી ૧૮૦૫ સુધી.

આ વખતે ટીપુની સાથે લડાઇ થઇ, તેમાં તેણે સિ

રંગાપટમ લઇ લીધું તથા ટીપુ મારયો ગયો (ઇ૦ સ૦ ૧૭૯૯) ઇ૦ સ૦ ૧૮૦૦ માં સુરતના નવાબે સુરત અંગ્રેજોને આપ્યું ને પોતે પેનસીલ લીધું. ઇ૦ સ૦ ૧૮૦૧ માં અંગ્રેજોને માલમ પડ્યું કે કર્ણાટકનો રાજા, ટીપુના લડાઇમાં વેહેમ ભરેલી રીતે ચાલ્યો હતો, તેથી તેઓએ તેનું રાજ લઇ લીધું. પુનાના પેશવાને, તેના હાથ નિચેના ચાકર સિંધિઆ તથા હોલકરની સાથે કજીઆ થયા. તેમાં સિંધિઆ વસઈ નાશી ગયો, અને અંગ્રેજોની મદદથી પેશવા ૧૮૦૩ માં ગાદી ઉપર બેઠો. એ વાત સિંધિઆને ગમી નહી, તેથી તેણે અંગ્રેજ સાથે આસેઇ આગળ લડાઇ કરી, તેમાં અંગ્રેજોનું લશ્કર જનરલવેલેસલીના હાથ નિચે સાડા ચાર હજાર માણસનું હતું, અને સિંધિઆનું ૫૦૦૦૦ હતું, તોપણ સિંધિઆ હારયો. અંગ્રેજોએ તેની પાસેથી અલીઘઢ તથા દિલ્લી લઇ લીધાં. પછી ઉત્તર હિંદુસ્તાનમાં ભરતપૂરથી કેટલેક દુર લાસવારીની લડાઇ થઈ, તેમાં પણ સિંધિઆ હારયો. ત્યાર કેડે આરગામ અને ધાવીલ ઘઢની લડાઓ થઇ તેમાં પણ ઇંગ્રેજ જીત્યા. વળી વરાડના રાજાએ કટક તથા બીજો કેટલોક મુલક ઇંગ્રેજોને આપ્યો. સિંધિઆએ ઇંગ્રેજો જોડે સલાહ કરીને ચંબલની ઉત્તતરનો ભાગ તથા ગંગા જુમનાની વચ્ચેનો કેટલોક મુલક ઇંગ્રેજ સરકારને આપ્યો. હોલકર, જે લડાઈ સિંધિઆ સાથે ચાલતી હતી, તેમાં નોખો રહ્યો હતો, પણ તેને ઇંગ્રેજોને જી

ન પામ્યા જોઇને અદેખાઇ આવી, તેથી તેણે પેહેલ વેહેલાં ઇંગ્રેજોની દોસ્તી રાખનારા રજપૂત તથા બીજા રાજ્યોમાં લુટફાટ કરી તેનો જવાબ ઇંગ્રેજોને બરાબર મળ્યો નહી, તેથી તેઓએ તેની સાથે લડાઇ કરી. ગુજરાતથી જે લશ્કર કોટા તરફ જતું હતું, તેને હોલકરે મારીને પાએમાલ કરી નાખ્યું, પણ ઇંગ્રેજ સરદાર જનરલલેકે તેની ફોજના એક ભાગને, ડીગ તથા ફરકાબાદના કીલ્લા આગળ હરાવ્યો. ભરતપૂરનો રાજા હોલકરની તરફ હતો, તેથી હોલકરનું બધું લશ્કર તે શેહેરમાં હતું. એ કીલ્લાને ઇંગ્રેજોએ ઘેરો ઘાલ્યો તેથી સલાહ થઇ. ઇ૦ સ૦ ૧૮૦૫ માંલોર્ડમોર્નિંગટન વિલાયત ગયો.



## લોર્ડકોરનવોલીસ

ઇ૦ સ૦ ૧૮૦૫ થી થોડાક મહિના સુધી.

લોર્ડમોર્નિંગટન પછી લોર્ડકોરનવોલીસ પાછો ગવનર જનરલ થયો. તેણે કેટલાક મહિના આ પદવી ધારણ રાખી, એટલામાં તે ગાજીપુર આગળ મરણ પામ્યો.



## સરજોર્જબાર્લો

ઇ૦ સ૦ ૧૮૦૫ થી ૧૮૦૬ સુધી.

લોર્ડકોરનવોલીસ પછી સરજોર્જબાર્લો ગવર્નર જનરલ થયો. તેણે હોલકરનું બધું રાજ તેને પાછું આપ્યું, તથા તેની સાથે સલાહ કરી. બીજાં કઈ જાણવા લાયક કામ એના વખતમાં થયાં નથી. ઈ૦ સ૦ ૧૮૦૬ માં સરજોર્જબાર્લો વિલાયત ગયો.

---

## લોર્ડમીન્ટો

### ઈ૦ સ૦ ૧૮૦૬ થી ૧૮૧૩ સુધી.

સરજોર્જબાર્લો પછી લોર્ડ મીન્ટો ગવર્નર જનરલ થયો. તેણે ઈ૦ સ૦ ૧૮૦૯ માં જાવા, બુર્બો અને આઈલ ઓફ ફ્રાન્સ જીત્યા. ૧૮૦૯-૧૨ માં બુંદેલ ખંડમાં કલીંજર અને એજીઆ નગર ઈંગ્રેજોએ લીધા અને કોત્રાનો તોફાની ગોપાલસીંગને મેળવી દીધો અને બુંદેલ ખંડમાં સલાહ કરી.

---

## લોર્ડમોયરા

### ઈ૦ સ૦ ૧૮૧૩થી ૧૮૨૩ સુધી.

આ વખતમાં ગુરખા લોકોએ ઈંગ્રેજોનો થોડો થોડો મુલક દબાવવા માંડ્યો, તેથી ઈંગ્રેજોએ પોતાની ફોજની આ

૨ ટુકડીઓ કરી, તેમાં ત્રણ ટુકડીઓને ગુરખા લોકોએ હરાવીને પાછી કાઢી, પણ ચોથી ટુકડીના સરદાર સરડેવીડ ઓક્ટરલોનીએ સારી જીત મેળવી પછી બીજી ટુકડીઓ-વાળા પણ નેપાળમાં પેસવા લાગ્યા. આ લડાઇમાં ઇંગ્રેજોનો એક મોહોટો સરદાર ગીલેસ્પી મરણ પામ્યો. ત્યાર પછી ઇ૦ સ૦ ૧૮૧૬ માં સલાહ થઇ, તેથી ઇંગ્રેજોને કેટલોક મુલક મળ્યો. આ વખતે હિંદુસ્તાનના મધ્ય ભાગમાં પિંઢારા લોકો લુટ ફાટ કરવા લાગ્યા. તેઓના મુખ્ય સરદાર ચીતુ, કરીમખાન તથા દોસ્તમહમદ હતા. આ લોકો દસરા ઉપર એકઠા થતા, ને શું કરવું તે નક્કી કરીને તેઓ જુદા પડતા. તેઓને હોલકર અને સિંધિઆનો છાનો આશરો હતો. તેઓએ પ્રથમ કર્ણાટકના ઉત્તર ભાગમાં લુટ ચલાવી, તેથી ઇંગ્રેજોએ લડાઇ કરવા સારૂ એક લાખને તેર હજાર ફોજ એકઠી કરી. અને તેઓનો ઘણો ખરો નાશ કર્યો. કરીમખાન તાબે થયો, તેથી તેને ઇંગ્રેજોએ ટોંકનો નવાબ કર્યો. ચીતુ તાબે થયો નહી, અને નાશી ગએલા નાગપુરના રાજા સાથે મળી ગયો, ત્યાંથી તેને આસિરઘઢ જતાં એક વાઘે ફાડી ખાધો. ગાયકવાડ અને પેશ્વાને કંઇ નાણાં સંબંધી તકરાર હતી, તેથી ઇંગ્રેજોના હાથ નિચે ગાયકવાડ તરફથી ગંગાધર શાસ્ત્રી પેશવા પાસે ગયો પેશવા તેને પંઢરપુર જાત્રાને બાને તેડી ગયો, ત્યાં તેના વ્હાલા ત્રંબકજી ડેંગ્લાના કહેવાપરથી તેને મારી નખાવ્યો, તેથી અં

ગ્રેજોએ ત્રંબકજીને સ્વાધીન કરવાનું કહ્યું, પણ પેશવાએ ના પાડી આખરે ત્રંબકજી પકડાયો અને તેને ઇંગ્રેજોએ થાણામાં કેદ કર્યો. ત્યાંથી તે નાશી ગયો, પણ પાછો પકડાયો, તેથી તેને ચુનારઘઢના કીલ્લામાં કેદ કર્યો. પુનાની પાસે ખડકીમાં ઇંગ્રેજોના એક કાંપ ઉપર પેશ્વાએ હુમલો કર્યો, તેમાં તે હાર્યો તેથી રાતો રાત પુના ખાલી કરીને તે નાશી ગયો. પછી ઘણી મુદત રખડતાં આખડતાં તેનો અને ઇંગ્રેજી ટુકડીનો મેળાપ કોરે ગામ આગળ થયો, ત્યાં ભારે લડાઇ થઇ, તેમાં તે હારીને નાશી ગયો. આસ્તીમા તેનો સરદાર બાપુગોખલા મરાયા પછી તે ઘણો નિર્બળ થયો અંતે તે ઇ૦ સ૦ ૧૮૧૮ ના જુન મહિનામાં ઇંગ્રેજી સરદાર સરજોન માલકમને શરણ થયો. તેને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન આપીને કાહાનપુરની પાસે બિઠુરમાં મોકલ્યો, ત્યાં તે ઇ૦ સ૦ ૧૮૪૦માં મરણ પામ્યો. નાગપુરના રાજા આપાસાહેબ કપટથી ઇંગ્રેજોના રેસીડેન્ટ ઉપર હુમલો કર્યો, તેથી ઇંગ્રેજોએ તેને પકડીને અલાહાબાદ મોકલ્યો, ત્યા રસ્તામાં તે ચોકી પોરાવાળાને લાંચ આપીને નાશી ગયો. પછી તેને પિંઢારાનો સરદાર ચીતુ મળ્યો ત્યાર પછી આપાસાહેબ આસિરઘઢ ગયો. તેથી ઇંગ્રેજોએ તે શેહેરને ઘેરા ઘાલ્યો, ને તે લઇ લીધું, પછી આપાસાહેબની શોધ કરી, પણ તે ફકીરના વેશે પંજાબમાં રણજીતસિંહની પાસે જતો રહ્યો હતો, ત્યાંથી તેને જોધપુરના રાજમાં રહેવા દી

યો. (ઈ૦ સ૦ ૧૮૧૮ ). વળી આ વખતે હોલકરની ગાદીએ નાનો રાજા હતો. તેણે ઈંગ્રેજોની દોસ્તી રાખવાને જે લોક ઈચ્છતા હતા, તેઓને ઠાર માર્યા. અને ઈંગ્રેજોના સાથે માહિદપુરની લડાઈ કરી, તેમાં પોતે હાર્યો. ઈંગ્રેજી સરદાર સરજોન માલેકમે સારી જીત મેળવી અને તેનો મુલક લઈ લીધો. ઈ૦ સ૦ ૧૮૨૩ મા લોર્ડ મોયારાએ હિંદુસ્તાન છોડ્યું.



## લોર્ડ આમહર્સ્ટ.

ઈ૦ સ૦ ૧૮૨૩થી ૧૮૨૯ સુધી.

લોર્ડ મોયરા પછી લોર્ડ આમહર્સ્ટ ગવર્નર જનરલ થયા. આ વખતે આરાકાન તથા ચિતા ગંગ ઉપર આવેલા શાહાપુરીના બેટમાં, ઈંગ્રેજોની એક ટુકડીને, બ્રહ્મિ લોકોએ હાંકી કાઢી, અને તેઓનું વાહાણ પકડી લેઈને, તેના ખારવાઓને કેદ કર્યા. તેથી ઈંગ્રેજોએ નદીમાં થઈને પ્રથમ રંગુન શેહેર લીધું. પછી તેઓએ આરાકાન અને માર્ટાબાન પણ જીત્યાં. બ્રહ્મિ લોકોનો એક મોટો સરદાર માહાબંડુલા કરીને હતો, તેની સાથે ઈંગ્રેજોને લડાઈ થઈ, તેમાં તે હાર્યો. આખરે ઈ૦ સ૦ ૧૮૨૫માં સલાહ થઈ. અને આસામ, આરાકાન, કચાર, મણીપુર, તથા ટિનાસરીમના પ્રાંતો અને એક ક્રોડ રૂપીઆ ઈંગ્રેજ સરકારને મળ્યા. વળી આ

વખતે ભરતપૂરમાં, દુર્જનસાલ નામના રાજાએ, બલવંતશિ
હ નામના રાજાને કેદ કર્યો, તેથી ગવર્નરજનરલે, લાર્ડ
કોમ્બરમિઅરના હાથ નિચે વિસ હજાર માણસનું લશ્કર
તથા સો તોપો આપીને ત્યાં મોકલ્યો. ત્યાં કેટલીએક વાર પ
છી તેણે સુરંગ ફોડીને ગબારૂ પાડ્યું અને દુર્જનસાલને કેદ
કર્યો (ઈ૦ સ૦ ૧૮૨૫) પછી લાર્ડ વુઈલિઅમ બેંટિક ગ
વર્નરજનરલ થયો.

---

## લાર્ડવુઇલિઅમબેંટિક.

ઈ૦ સ૦ ૧૮૨૯થી ૧૮૩૬ સુધી.

પ્રથમ તેણે કુર્ગનું રાજ ઈંગ્રેજી રાજ સાથે જો-
ડી દીધું અને તેણે સતી થવાનો ચાલ બંધ ક-
ર્યો ઈ૦ સ૦ ૧૮૩૩માં તેણે ઈસ્ટઈન્ડિઆ કંપની પાસે
થી વેપાર કરવાનો હક લઈ લીધો, આ વખતે એવો ભય
રાખવામાં આવ્યો કે રૂશિઅન લોકો હિંદુસ્તાન ઉપર હુમ
લો કરશે. તેથી ઈરાન અને અફગાનીસ્થાનમાં ગડબડ ચા
લવા માંડી. અફગાનીસ્થાનના રાજા શાહસુજાને તેના
ભાઈ મહમદે ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો. મહમદને તેના
એક વજીર ફતેહખાંએ મદદ કરી હતી તેજ વજીરને તેણે
મારી નાંખ્યો. તેથી તે વજીરના ભાઈ દોસ્તમહમદે તેની
સાથે લડાઈ કરીને તેને હરાવ્યો, તથા હેરાત તરફના

બંગાળા સિવાય બીજો બધો મુલક તેણે જીતી લીધો. લાર્ડ વુઇલિઅમબેંટીક પછી લાર્ડ આકલાન્ડ ગવર્નર જનરલ થયો.

---

## લાર્ડ આકલાન્ડ

### ઈ૦ સ૦ ૧૮૩૬થી ૧૮૪૨ સુધી.

આ નવા ગવર્નર જનરલે, દોસ્તમહમદ સાથે સલાહ કરવાને, કપતાન અલેકઝાન્ડરબર્ન્સને મોકલ્યો. પણ તેને કામ સીધ થયા વિગર પાછું આવવું પડ્યું. ઇરાનના શાહે હેરાત લેવાને, અફગાનીસ્થાનમાં ઘેરો ઘાલ્યો. હેરાત લે તો હિંદુસ્તાનમાં આવવાનું સેહેલું છે, એવું જાણી ઇંગ્રેજ સરકારને ફીકર લાગી, તેથી પોતાની ટુકડીના એક ભાગને ઈરાની અખાતમાં મોકલી. તેણે જઇને ઇરાનના તાબાનો કરક બેટ જીતી લીધો. આ વાત સાંભળીને હેરાત તરફની ફોજ પાછી વળી. ઈ૦ સ૦ ૧૮૩૮માં ઇંગ્રેજ લોકોએ, પંજાબના રાજા રણજીતસિંહને શાહસુજાની સાથે સલાહ કરાવી. તેની મતલબ એવી હતી કે, શાહસુજાને કાબુલની ગાદી અપાવવી, તેથી ઇંગ્રેજ સરકારે દોસ્તમહમદની સાથે લડાઈ કરી. તેમાં ઇંગ્રેજોનો સરદાર સરજોનકીન હતો, તેણે કંદહાર તથા ગીજનીનું શેહેર જીતી લઇને કાબુલમાં શાહસુજાને ગાદીએ બેસાડ્યો, દોસ્તમહમદ ઓાકસીનસની

પેસી તરફ નાસી ગયો ત્યાં તેને બુખારાના રાજાએ કેદ કર્યો. પછી કાબુલમાં સરવુઈલિઅમમેગનાટને એલચી કરીને રાખ્યો. ત્યાં બે વરસ સુધી સભાખાની ચાલી, ત્યારપછી દોસ્તમહમદ બુખારામાંથી નાશી આવ્યો. તેની અને ઇંગ્રેજ સરકારની વચ્ચે પરવાનની લડાઈ થઈ, તેમાં દોસ્ત મહમદ ઇંગ્રેજોને શરણ થયો. તેથી તેને હિંદુસ્તાનમાં નજર કેદ રાખ્યો. ઈ૦ સ૦ ૧૮૪૦ના નવેંબર માસમાં કાબુલમાં ઘણાક સરદારોએ બંડ કરીને કેટલાએક ઇંગ્રેજોને મારી નાખ્યા, તેમાં સરવુઈલિઅમ મેગનાટને દોસ્તમહમદના છોકરા અકબરખાંએ મારી નાંખ્યો, તથા બીજાઓને કેદ કર્યા. તે બધામાંથી એક જણ બચ્યો તે નાસતો નાસતો જલાલાબાદ આવી પોહોચ્યો, આ શેહેરનો બચાવ સરરોબર્ટસેલ સારી રીતે કર્યો હતો, લોર્ડ આકલાન્ડ પછી ઈ૦ સ૦ ૧૮૪૨માં લોર્ડ એલનબરો ગવર્નરજનરલ થયો.

---

## લોર્ડ એલનબરો.

### ઈ૦ સ૦ ૧૮૪૨થી ૧૮૪૪ સુધી.

આ નવા ગવર્નર જનરલે, કાબુલમાં વેર લેવા સારૂ, જનરલનોટ તથા પોલોકને ફોજ આપીને મોકલ્યા. તેઓએ જઈને બાલાઈસાનો નાશ કરીને કાબુલ શેહેર લીધું. પછી

લશ્કર હિંદુસ્તાનમાં પાછું આવ્યું. સિંધમાં તાલપૂર જાતના અમીરો રાજ કરતા હતા. અફગાનીસ્થાનમાં લડાઇ ચાલતી હતી, ત્યારે તે અમીરોએ ઇંગ્રેજ સરદાર સાથે સલાહ કરી હતી, પણ તેઓ અંદરખાનેથી તરકટ કરતા તેથી ઇંગ્રેજ સરકારે સલાહ કરવાને એક કમીશનર કર્નલ આઉટ્રામને મોકલ્યો, તેના ઉપર અમીરોએ હુમલો કરી લડાઇ કરી. પેહેલી લડાઇ ઇ૦ સ૦ ૧૮૪૩મા મીઆંના ની થઇ. અમીરોનું લશકર ઇંગ્રેજો કરતા દસ ઘણું હતું, તો એ ઇંગ્રેજ લોક જીત્યા. અને સિંધને ઇ૦ સ૦ ૧૮૪૩મા મુંબાઇ ઇલાકા સાથે જોડી દઇને, સરચાર્લ્સનેપિઅરને ત્યાંનો ગવર્નર બનાવ્યો વળી ગ્વાલિઅરનો રાજા હલારસિંગ નાનો હોવાથી ઇંગ્રેજોએ ત્યાંનું રાજ ચલાવવાને એક માણસને મૂકયો. તેજ માણસને ત્યાંની રાણીએ કાઢી મુકયો તેથી ઇંગ્રેજનું લશ્કર ત્યાં ગયું, અને કેટલેક દિવસે માહારાજપુર તથા પનિઆરની લડાઇ કરી. માહારાજપૂરમાં ઇંગ્રેજ સરદાર સરહ્યુગફે તથા પનિઆરમાં જનરલગ્રેએ સારી જીત મેળવી. લોર્ડએલનબરો પછી ઇ૦ સ૦ ૧૮૪૪માં સર હેન્રીહાર્ડિંજ ગવનરજનરલ થયો.



## સરહેન્રીહાર્ડિંજ.

ઈ૦ સ૦ ૧૮૪૪થી ૧૮૮૪૮ સુધી.

આ વખતે લાહોરમાં દુલિપસિંગ રાજા રાજ કરતો હતો, તેની ફોજ નવરી બેઠી હતી, તેથી તેણે ઇંગ્રેજોના રાજ ઉપર હુમલો કરચો. પહેલી લડાઈ મુડકીની થઈ તેમાં ઈંગ્રેજ સરદાર સરહ્યુગફ હતો તેમાં સીખ લોકો બહુ બાહાદુરીથી લડ્યા. બીજી લડાઈફિરોજશાહની થઈ, તેમાં સીખ લોકોને ઘણી મેહેનતથી ઇંગ્રેજોએ સતલજ નદીને પેલેપાર હાંકી કાઢ્યા. ફરીને શિખ લોકો સતલજની આ પાર આવ્યા, તેથી ઈ૦ સ૦ ૧૮૪૬માં આખરે છેલ્લી લડાઈ સોબ્રઓનની થઇ. આ લડાઇમાં શિખ લોકોનાં હજારો માણસ સતલજ નદી ઓળંગતાં તણાઈ ગયા. પછી ઇંગ્રેજોએ લાહોર તાબે કરચું તથા સતલજ સુધી મુલક લઈ લીધો. ત્યાર પછી તેઓનું તોપખાનું લઇને તેઓના લશકરને રજા આપી. આ જે લડાઈઓ થઈ, તેમાં શિખ લોકોનો સરદાર ગુલાબસિંહ જે કશામાં નહોતો, તેને ઇંગ્રેજોએ કાશમીરનો મુલક આપ્યો. અને લાહોરમાં દસ હજાર લશકર મુકીને ગવર્નરજનરલ પાછો આવ્યો. સરહેન્રીહાર્ડિંજ પછી લાર્ડ ડેલહૌજી ગવર્નરજનરલ થયો,

---

## લોર્ડડેલોઝી.

ઈ૦ સ૦ ૧૮૪૮થી ૧૮૫૬ સુધી.

આ વખતમાં શિખ લોકો હારીને શરણ થયા. ઈ૦ સ૦ ૧૮૪૯માં પંજાબ હિંદુસ્તાનના રાજ સાથે જોડાયું ઈ૦ સ૦ ૧૮૫૨માં બ્રહ્મ દેશના રાજા સાથે લડાઈ થઈ, તેમાં પેગુ ઈંગ્રેજી રાજ જોડે જોડાયું નાગપુરનો રાજા મરી ગયો તેથી ઈંગ્રેજોએ ઈ૦ સ૦ ૧૮૫૪માં તે લઈ લીધું. કારણ કે તેને છોકરો નહોતો. અયોધ્યાના નવાબ વજીદઅલિલીમાં કંઈ દમ નહોતો, તેથી તેનું રાજ ઈ૦ સ૦ ૧૮૫૬માં લઈ લીધું લોર્ડ ડેલોઝી પછી લોર્ડ કેનીંગ ગવર્નર જનરલ થયા.

---

## લોર્ડકેનીંગ.

ઈ૦ સ૦ ૧૮૫૭થી ૧૮૬૧ સુધી.

આ વખતે ઈરાનની સાથે લડાઈ થઈ, તેમાં ઈંગ્રેજોએ ઈરાની અખાતમાં જઈ બુશીયર ઘેરો ઘાલ્યો, તેથી સલાહ થઈ ઈ૦ સ૦ ૧૮૫૭માં કેટલાએક લોકોએ ઈંગ્રેજી રાજની સામે બળવો ઉઠાવ્યો પ્રથમ દીલ્હીમાં ઈંગ્રેજોને કતલ કરયા તેથી અંગ્રેજોએ ૮૦૦૦૦ હોજ એકઠી ક

રીને દિલ્હી શેહેર લીધું. વળી કાહાનપૂર નાનાનાસાહેબ અને તાંતીઆએ બળવો કરીને ૧૫૦ અંગ્રેજોને ઠાર માર્યા, તેથી અંગ્રેજી લશ્કર ત્યાં આવ્યું, અને તાંતીઆને પકડી લઇને ફાંસી દીધો, તથા નાના સાહેબ નાશી ગયો, પછી લોર્ડ કેનીંગ વિલાયત ગયો.

## લોર્ડકેનીંગ

### ઈ૦ સ૦ ૧૮૬૧થી ૧૮૬૬ સુધી.

લોર્ડકેનીંગ પછી લોર્ડ એલજીઅન ગવર્નરજનરલ થયો. આ વખતમાં કાંઈ જાણવા જેમ બીના બની નથી લોર્ડ એલજીઅન પછી ઈ૦ સ૦ ૧૮૬૬માં સરજોનલોરેન્સ ગવર્નર જનરલ થયો,



## લોર્ડએલજીઅન.

### ઈ૦ સ૦ ૧૮૬૬થી ૧૮૬૮ સુધી.

આ વખતમાં કેદીઓ છુટા કરવા સારૂ આબિસીનીઆના રાજા થીઓડોર સાથે લડાઈ થઇ, તેમાં અંગ્રેજ લોક જીત પામ્યા, તથા મુકદલા કરીને કીલ્લો તે રાજા

ના નાખ્યે હતો, તે લઇ લીધો. આ લડાઇ ઇ૦ ૧૮૬૮માં થઇ, તેમાં અંગ્રેજોને આશરે પાંચ ક્રોડ રૂપીઆ ખરચ પડ્યું.



## અર્લઓફમેઓ.

ઇ૦ સ૦ ૧૮૬૮થી ૧૮૭૨ સુધી.

સરજોનલોરેન્સ પછી અર્લઓફ મેઓ ગવર્નરજનરલ થયા તેને ઇ૦ સ૦ ૧૮૭૨માં એક ઘાતકી કાબુલીએ મારી નાખ્યો, તેથી તેની જગાએ એજ વરસમાં લોર્ડનોર્થબરૂક ગવર્નરજનરલ થયા, જે હિંદુસ્તાન ઉપર હકુમત ચલાવે છે.

# હિંદુસ્તાનમાં થએલી લડાઈઓ.



| સાલ | જગા | કોનીવચ્ચે | કોણ હાર્યું |
|---|---|---|---|
| ૧૪૦૦ | પાનીપત | કૌરવ અને પાન્ડવ | કૌરવ |
| ૧૦૨૪ | પ્રભાસપાટણ | મહમદગીજની-ને-વલ્લભસેન | વલ્લભસેન |
| ૧૧૯૨ | પાનીપત | પૃથુરાજ-ને-શાહબુદ્દીન | પૃથુરાજ |
| ૧૩૯૮ | દિલ્લી | તૈમુર-ને-મહમદતઘલખ | મહમદતઘલખ |
| ૧૫૨૬ | પાનીપત | બાબર-ને-ઇબ્રાહિમ | ઇબ્રાહિમ |
| ૧૫૨૭ | સીખરી | બાબર-ને-સંગ | સંગ. |
| ૧૫૨૮ | ચંદેરીનો ઘેરો | બાબર-ને-રજપૂત | રજપૂત |
| ૧૫૩૯ | બકસર | શિરશાહ-ને-હુમાયું | હુમાયું. |
| ૧૫૪૦ | કનોજ | શિરશાહ-ને-હુમાયું | હુમાયું. |
| ૧૫૫૬ | પાનીપત | બેહેરામ-ને-હેમુ; | હેમુ. |

| | | | |
|---|---|---|---|
| ૧૬૫૮ | ક્ષિપ્રાનદી | ઔરંગઝેબ-ને-દારાનો સરદાર જસવંતસીંગ | જસવંતસીંગ |
| ૧૬૫૮ | સમધર | ઔરંગઝેબ-ને-દારા | દારા. |
| ૧૬૫૯ | અલ્લાહાબાદ | ઔરંગઝેબ-ને-સુજા | સુજા. |
| ૧૭૫૦ | ટ્રિચિનાપલ્લીનો ઘેરો | મહમદઅલ્લી તથા ઇંગ્રેજ-ને-ચંદાસાહેબ | ચંદાસાહેબ. |
| ૧૭૫૧ | આરની | કલાઇવ-ને-રાજાસાહેબ | રાજાસાહેબ. |
| ૧૭૫૨ | કાવેરીપાક | કલાઇવ-ને-રાજાસાહેબ | રાજાસાહેબ. |
| ૧૭૫૬ | ઘેરીઆ | કલાઇવ-ને-મરેઠા ચાંચીઆ | મરેઠાચાંચીઆ. |
| ૧૭૫૭ | પ્લાસી | કલાઇવ-ને-સુરાજઉદવલા | સુરાજઉદવલા. |
| ૧૭૫૯ | ચોનસુરા | કર્નલફોર્ડ-નેવલંદા | વલંદા. |
| ૧૭૫૯ | કુંડોર | (કર્નલ) ફોર્ડ-ને-ફ્રેન્ચ કોનફ્લેન્સ | કોનફ્લેન્સ. |
| ૧૭૬૦ | વાંદીવાસ | કર્નલકુટ-ને-લાલી તથા બુશી | લાલી-ને-બુશી. |
| ૧૭૬૦ | પટના | કર્નલનોકસ-ને-શાહાલમ | શાહાલમ. |

| | | | |
|---|---|---|---|
| ૧૭૬૧ | પાનીપત | અહમદદુરાની-ને-મરેઠા | મરેઠા. |
| ૧૭૬૪ | બક્સર | હેકટરમનરો-ને-સુજાઉદ્દવલા તથા શાહાલમ તથા મીરકાસીમ | સુજાઉદ્દવલા, શાહાલમ, મીરકાસીમ. |
| ૧૭૬૪ | પટના | સુરાજઉદ્દૌલા તથા મીરકાસીમ તથા શાહાલમ-ને-મેજરકર્નાક | ત્રણજણ. |
| ૧૭૬૫ | કોરગામ | મેજરકર્નાક-ને-સુજાઉદ્દવલા | સુજાઉદ્દવલા. |
| ૧૭૬૭ | ચંગામનેટ્રીનોમાલી | સ્મીથ-ને-હૈદર | હૈદર. |
| ૧૭૬૭ | અંબુર | કર્નલસ્મીથ તથા કાલવર્ટ-ને-હૈદર | હૈદર. |
| ૧૭૮૦ | બાહારનગર | પોફામ-ને-સિંધિઆ | સિંધિઆ |
| ૧૭૮૦ | આરાકાટ | હૈદર-ને-બેલી | બેલી |
| ૧૭૮૧ | પોલીલોર-ને-સોલીગર | સરઆયરકુટ-ને-હૈદર | હૈદર |
| ૧૭૮૨ | તંજાવર | ટીપુ-ને-બ્રાથવેટ | બ્રાથવેટ |
| ૧૭૮૨ | પનીઆની | કર્નલહંબરસ્ટૈન-ને-ટીપુ | ટીપુ |

| | | | |
|---|---|---|---|
| ૧૭૯૯ | સિદાસુર-ને-માલવેલી | સ્ટુઅર્ટ-ને-ટીપુ | ટીપુ |
| ૧૭૯૯ | સિરિંગાપટણ | બેયર્ડ-ને-ટીપુ | ટીપુ મરી ગયો |
| ૧૮૦૩ | દિલ્લી | નીઝામ તથા જનરલલેક-ને-મરેઠા | મરેઠા |
| ૧૮૦૩ | આસઈ | નીઝામ તથા વેલેસ્લી-ને-સિંધિઆ | સિંધિઆ |
| ૧૮૦૩ | લાસવાડી | જનરલલેક-ને-મરેઠા | મરેઠા |
| ૧૮૦૩ | આરગામ | વેલેસ્લી-ને-સિંધિઆ | સિંધિઆ |
| ૧૮૦૪ | ડીગ | જનરલલેક, માનસન-ને-હોલકર | હોલકર |
| ૧૮૦૪ | ફરૂકાબાદ | લોર્ડ લેક-ને-હોલકર | હોલકર |
| ૧૮૦૬ | ભરતપુરનો ઘેરો | ભરતપુરના જાટ -ને-લોર્ડ લેક | સલાહ થઈ |
| ૧૮૦૬ | વેલોરનું બંડ | ઈંગ્રેજ સરદારઓડી-ને-દેસી શીપાઈ | તે સમાવી દીધું |
| ૧૮૧૪ | નેપાળમાં કલંગાનો ઘેરો | ગુરખા-ને-જનરલગીલેસ્પી | ગીલેસ્પી પડ્યો |
| ૧૮૧૪ | જૈટાક | ગુરખા-ને-ઈંગ્રેજ | ઈંગ્રેજ |
| ૧૮૧૫ | માલૂન | જનરલઓકટરલની-ને-ગુરખા | ગુરખા |
| ૧૮૧૬ | કોરેગામ | જનરલસ્ટાનસન-ને-પેશવા | પેશવા |

| | | | |
|---|---|---|---|
| ૧૮૧૬ | મકવાનપુર | સરડેપીડઓકટરલની—ને—ગુરખા | ગુરખા |
| ૧૮૧૭ | મધ્ય હિંદુસ્તાન | ઈંગ્રેજ—ને—પીંઢારા | પીંઢારા |
| ૧૮૧૭ | પુનાપાસેખડકી | ઈંગ્રેજસરદાર એલફીસ્ટન—ને—પેશવા | પેશવા |
| ૧૮૧૭ | નાગપુર | જનરલડોવેટન—ને—આપાસાહેબ | આપાસાહેબ |
| ૧૮૧૭ | સીતાબાલદીની ટેકરી | કેપટનફીઝરાલ્ડ—ને—આપાસાહેબની ફોજ | ફોજ |
| ૧૮૧૭ | જબલપુર | જનરલ હાર્ડિમન—ને—આપાસાહેબ | આપાસાહેબની |
| ૧૮૧૭ | માહિદપુર | સરજોન માલમક—ને—હોલકર | હોલકર |
| ૧૮૧૮ | કોરેગામ | કેપટનસ્ટાનટન—ને—પેશવા | પેશવા |
| ૧૮૨૭ | બ્રહ્મદેશમા પાગામબ | આરસીબાલ્ડકાબેલ—ને—નરકાધીપતી | નરકાધીપતી |
| ૧૮૨૪ | કેમન્ડાઈ | ઈંગ્રેજ—ને—બ્રહ્મ | બ્રહ્મ |
| ૧૮૨૪ | ડેગોનના દેવલ ઉપર | ઈંગ્રેજ—ને—થીકીઆ વોંગી | થીકીઆવોંગી |
| ૧૮૨૬ | ભરતપુરનો ઘેરો | લોર્ડ કોમબરમિઅર—ને—દુર્જનસાલ | દુર્જનસાલ |
| ૧૩૩૮ | ગીજનીને કાબુલ | સરજોનલોરે-સફીન—ને—અફ્ગાન | અફ્ગાન |
| ૧૮૪૯ | પરવાન | સરરોબર્ટસેલ—ને—દોસ્ત મહમદ | દોસ્તમહમદ |

| | | | |
|---|---|---|---|
| ૧૮૪૧ | કાબુલનું બંડ | અફઘાન-ને-ઇંગ્રેજ | ઇંગ્રજો |
| ૧૮૪૩ | મીઆની | સરચાર્લ્સનેપિઅર-ને-સિંધના અમીર | અમીર |
| ૧૮૪૩ | હૈદ્રાબાદ | સરચાર્લ્સનેપીઅર-ને-સિંધના અમીર | અમીર |
| ૧૮૪૩ | માહારાજપુર | સરહ્યુગફ-ને-બાપુ સીતાવલ્લી | બાપુસીતાવલ્લી |
| ૧૮૪૩ | પનીઆર | જનરલગ્રે-ને-મરેઠા | મરેઠા |
| ૧૮૪૫ | મુડકી | સરહ્યુગફ-ને-શિખ | શિખ |
| ૧૮૪૫ | ફીરોજશાહ | સરહ્યુગફ-ને-શિખ | શિખ |
| ૧૮૪૬ | અલીવલ | જનરલહારી સ્મીથ-ને-શિખ | શિખ |
| ૧૮૪૮ | સોબ્રાઆન | હારીસ્મીથ તથા સરહ્યુગફ-ને-શિખ | શિખ |
| ૧૮૪૮ | સદુસામ | એડવર્ડ તથા કર્નલ-ને-લાલાં મુળ રાજ | લાલા મૂળ રાજ |
| ૧૮૪૮ | રામનગર | શેરસીંગ તથા છત્ર સિંગ-ને-લૉર્ડ હયુગફ | લૉર્ડ હયુગફ |
| ૧૮૪૯ | ચીનીઅનવલા | લૉર્ડ હયુંગફ-ને-શેરસિંગ તથા છત્રસિંગ | સેરસીંગ છત્રસિંગ |
| ૧૮૪૯ | ગુજરાત | લૉર્ડ હયુગફ-નેઅફગાન તથા સરદાર | અફગાન |

# ગુજરાત તથા હિંદુસ્તાનમાં થઈ ગયલા રાજાઓની વંશાવળી

## ચાવડા વંશ

| રાજાઓનાં નામ | કઈ સાલમાં ગાદીએ બેઠા | કઈ સાલમાં ગાદીપરથી ઉઠયા | કેટલાં વર્ષ રાજ્ય કીધું |
|---|---|---|---|
| જયશીખરી | ૬૯૬ | ૭૪૬ | ૫૦ |
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| ખેમરાજ | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભુવટ કે (પીથુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંગ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદીત | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસંગજી | ૯૩૫ | ૯૪૨ | ૭ |

## સોલંકી વંશ

| | | | |
|---|---|---|---|
| મુળરાજ | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૨૬ | ૨૯ |
| વલ્લભસેન | ૧૦૨૬ | ૧૦૨૬ | ૦ |
| દુલ્લભસેન | ૧૦૨૬ | ૧૦૩૨ | ૬ |
| ભીમદેવ | ૧૦૩૨ | ૧૦૭૨ | ૪૦ |
| કરણ | ૧૦૭૨ | ૧૦૮૪ | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| સિદ્ધરાજજયસિંહ | ૧૦૮૪ | ૧૧૪૩ | ૫૯ |
| કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળમુળરાજ | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભોળોભીમદેવ. | ૧૧૭૯ | ૧૨૨૫ | ૪૬ |

ગીજનીવંશ

| | | | |
|---|---|---|---|
| સબકતગીન. | ૯૬૨ | ૯૯૭ | ૩૫ |
| મહમુદ. | ૯૯૭ | ૧૦૩૦ | ૩૩ |
| મસાઉદ. | ૧૦૩૦ | ૧૦૪૦ | ૧૦ |
| મોદુદ. | ૧૦૪૦ | ૧૦૪૯ | ૯ |
| અબુલહુસન. | ૧૦૪૯ | ૧૦૫૧ | ૨ |
| અબદુલરસીર | ૧૦૫૧ | ૧૦૫૧ | દિવસ ૪૦ |
| સુલતાન.ફરૂખજાદ | ૧૦૫૧ | ૧૦૫૮ | ૭ |
| ઇબ્રાહીમ. | ૧૦૫૮ | ૧૦૮૯ | ૩૧ |
| મસાઉદ બીજો. | ૧૦૮૯ | ૧૧૧૪ | ૨૫ |
| અરસલાન. | ૧૧૧૪ | ૧૧૪૮ | ૩૪ |
| બેહેરામ | ૧૧૪૮ | ૧૧૫૨ | ૪ |
| ખુશરૂ. | ૧૧૫૨ | ૧૧૫૯ | ૭ |
| ખુશરૂ મલેક. | ૧૧૫૯ | ૧૧૮૬ | ૨૭ |

ગોરીવંશ

| | | | |
|---|---|---|---|
| ગ્યાસુદ્દીન. | ૧૧૮૬ | ૧૧૮૬ | ૦ |
| શાહાબુદ્દીન. | ૧૧૮૬ | ૧૨૦૬ | ૨૦ |

| | | | |
|---|---|---|---|
| મહમદ | ૧૨૦૬ | ૧૨૦૬ | ૦ |

## ગુલામ વંશ

| | | | |
|---|---|---|---|
| કુતબુદ્દીન | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ |
| આરામ | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ |
| અલતમસ | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ |
| રૂકનુદ્દીન. | ૧૨૩૬ | ૧૨૩૬ સાત મહિના | |
| રજીઆબેગમ | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ |
| મવજુદ્દીન. | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| અલ્લાઉદ્દીન મસાઉદ. | ૧૨૪૧ | ૧૨૪૩ | ૨ |
| નાસરૂદ્દીન મહમદ. | ૧૨૪૩ | ૧૨૬૬ | ૨૩ |
| ગ્યાસુદ્દીન બુલબન | ૧૨૬૬ | ૧૨૮૬ | ૨૦ |
| કૈકુબાદ. | ૧૨૮૬ | ૧૨૮૮ | ૨ |

## ગીલચી અથવા ખીલજી વંશ.

| | | | |
|---|---|---|---|
| જલાલુદ્દીન. | ૧૨૮૮ | ૧૨૯૫ | ૭ |
| અલાઉદ્દીન. | ૧૨૯૫ | ૧૩૧૬ | ૨૧ |
| મલેક કાફુર. | ૧૩૧૬ | ૧૩૧૭ | ૧ |
| મુબારક | ૧૩૧૭ | ૧૩૨૧ | ૪ |
| ખુશરૂ | ૧૩૨૧ | ૧૩૨૧ પાંચ મહિના | |

## તઘલખ વંશ

| | | | |
|---|---|---|---|
| ગ્યાસુદીન તઘલખ અથવા ગાજીખાન | ૧૩૨૧ | ૧૩૨૫ | ૪ |
| | ૦ | | |

| | | | |
|---|---|---|---|
| મહમદ તઘલખ અથવા જુમાખાન | ૧૩૨૫ | ૧૩૫૧ | ૨૬ |
| ફીરોજુદ્દીન. | ૧૩૫૧ | ૧૩૮૮ | ૩૭ |
| અબુબકર. | ૧૩૮૮ | ૧૩૮૯ | ૧ |
| નાસરૂદ્દીન. | ૧૩૮૯ | ૧૩૯૪ | ૫ |
| મહમદ તઘલખ બીજો. | ૧૩૯૪ | ૧૪૧૨ | ૧૮ |

## સૈયદ તથા લોદી વંશ.

| | | | |
|---|---|---|---|
| દોલતખાન. | ૧૪૧૨ | ૧૪૧૪ | પંદર મહિના |
| ખીજરખાન. | ૧૪૧૪ | ૧૪૨૧ | ૭ |
| બહિલોલખાન. | ૧૪૪૧ | ૧૪૮૮ | ૪૭ |
| શીકંદર. | ૧૪૮૮ | ૧૫૧૬ | ૨૮ |
| ઈબ્રાહિમ. | ૧૫૧૬ | ૧૫૨૬ | ૧૦ |




☞ ઓગણપચાસમા પાનામાં_અઉદશોંની સાલ લખી છે. તે ઈ૦ સ૦ પ૦ સમજવી.